દીઠી પોલિ હેમમય સ્તંભ, દીઠી દસવિધ નાચિ રંભ.
દીઠાં હાટ જસા કૈલાસ, દીઠા નયણિ વિચિત્ર આવાસ. ૨૦૦
દીઠી સેરી રૂઅડી રાય, લખમણરાઊત તણિ ઘિરિ જાય.
લખમણનિ ઘરિ પોહોતો જિમ, લીલાવતીઇ દીઠો તિમ. ૨૦૧

સુવર્ણ કરવી બિહૂ કર ધરી, સુકસેણી સાહામી સંચરી.
બેટો ભણી બોલાવ્યો જિમ, કરી જૂહાર નિ ઊભો તિમ. ૨૦૨
અશ્વ આપો પોલિયાનિ હાથિ, લીનાવતીઇ લીધો હાથિ.
ખાટિ તલાઈ નિરખિ જિમ, તતક્ષણ રાઊત બિહૂં તિમ. ૨૦૩

અશ્વ ઊતારિ બાંધો એહ, ખાણચાસણી દીધી તેહ.
પૂછી વાત પરહૂણાગતિ કરિઃ કવણ દેસ છઇ તુમ્હતણિ? ૨૦૪
કવણ કારણિ એકલા આજ આવ્યા આહાં તે કહો મહારાજ?
વિક્રમચરિત્ર કહિ, 'લીલામાત! વિક્રમાદિત્ય અહ્માર। તાત. ૨૦૫

ઊજેણીદિસિથી આવા આમ, સહી છિ એક તુમ્હ સરીખૂં કામ.'
મેહેલા મર્દન કરિ વિચાર, એક લેઇ આવી તાતૂં વાર. ૨૦૬
પાટ પોતીઊં આદરિ કરી, ત્રાબાકૂંડી પાણી ભરી.
અઘોલિ કરી માંડી આડણી, તાહાં પુહુતો ઊજેણીઘણી. ૨૦૭

---

૨૦૦—ખ-' નયણિ ' ને બદલે ' મનહર ' ગ—' વિચિત્ર ' બદલે ' ચિત્ર.'
૨૦૧—ખ-ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ : ' પોલિ રાય પધારો જિમ '
૨૦૨—ક-' દોઇ.' ખ—' બિહૂ '. ક—' બેટા '- ખ—' બાંધવ. ' ગ—' કરવી ' બદલે ' કરવડી '. ' સુકસેણી ' બદલે ' સકલ વિદ્યા.'
૨૦૩—ખ-' પાસિ ' ને બદલે ' હાથિ. ' ઉત્તરાર્ધ: ' પાડિ. '
૨૦૪—ક-' ઊતારિ.' ખ—' ઊરડિ.' ઉત્તરાર્ધ—' પરહૂણાગતિ કરી ' એ ' ક 'માંના પાઠને બદલે ' કવણ પરગણિ. ' ગ—' પરહૂણાગતિ ' ને બદલે ' પડીગણ.'
૨૦૫—ખ-ગ-' કારણ ' ને બદલે ' પ્રકારિ ' પૂર્વાર્ધનું બીજું ચરણઃ અહ્મો ભણી છિ કસૂં કાજ?
૨૦૭—ખ-" પાણી ' બદલે ' નીરિ '

લીલા કહિઃ "રાજા! અવધારિ, ભોજન કરુ તુમ્હિ કુલ બિચ્યાર."
રાજા કહિ, "હૂં ભૂખ્યો સહી, હું કુલ બિચ્યાર ભરીઇ કહી? ૨૦૮
નયણે નિદ્રા આવિ માત! વેલા એક મ કરસ્યો વાત."
લીલા કહિ, "સવિ મેહલી સૂણો, લીલી ભાવિ રખિ ભણો." ૨૦૯
અણબોલ્યો આવો ઇણિ દાય, જાંહા મર્ગિ ઊજેણીરાય;
દીધૂં દ્વાર નીકલીઆં જેહ, રાજા રેવંત ધસહર બેય. ૨૧૦
આવી લીલા ઊભી જિમ, લખમણરાઊત પધારા તિમ.
તવ દીધી ઊન્હી અંઘોલી, શાલિદાલિ ભોજન ઘૃતઘોલ. ૨૧૧
ભોજન લેઇ ભલી પિરિ કહિ, લીલા લાજિ બોલ ન લહિઃ
"સુણો સ્વામી! અમ્હારી ભાખ, પોડા એક લહિ ગિંહ લાખ. ૨૧૨
પુરુષ એક પ્રાહોણો રાય, મિ પોઢાડયૂં છિ ઘરમાંહિ.
જોતા મોહ લાગો મનમાહિ અસ્યો અર્થ નહિ ભૂતલમાંહિ. ૨૧૩
જઇ જુઉ મ લાઉ વાર, તેજી તે નિરખો તોખાર."
લીલા બોલિ લખમણ ગયો, બાર ઊઘાડી ઊભો રહો. ૨૧૪
પાણીપંથો નિરખો જિમ, હેમ પલ્હાણી દીઠો તિમ;
જો આઘેરા લખમણ જાય, રત્નઢોલ્યૂં પોઢયો રાય. ૨૧૫
દીધૂં દ્વાર આવ્યો આગણિ, 'ભક્તિ ભલી પિરિ કરજ્યો ભણિ;
એ કહીઇ ઊજેણીધણી, હય ચઢી આવ્યો હંસા ભણી.' ૨૧૬
લખમણ કહિ, "લજા પરહરો, એ બાંધવ તુમ્હ બાંહિ ધરો;
મૂઝ પરિવાર નહીં અધઘડી, મિ આપોપૂં આપ્યૂં જડી. ૨૧૭

૨૧૦—ખ-'રેવંત ઘોડૂં ધવહરિ બેય.'
૨૧૨—ખ-'દેઇ' ને બદલે 'મુક્ત.'
૨૧૩—ખ-ઉત્તરાર્ધ નથી. ગ—'મન ઘણો.' 'ભૂતલતણો.'
૨૧૪—ખ-પૂર્વાર્ધઃ જાઉ જુઉ મ લાઉ વાર, તહીં તિ જુઉ કસો તોખાર!
૨૧૫—ખ-'નિરખિ' ને બદલે 'પરખિ'
૨૧૭—ખ-'ધરો' બદલે 'ગ્રહો'

ભોજન દ્યો ભક્તિ ભલી કરો, એ રાજબીજ રખિ મનિ ડરો;
એ લહુઊ લોપાવ્યો લાજ, કહિસિઇ તુહ્મ જે હોસિ કાજ. ૨૧૮
તે પૂછિ અમ્હ આગલિ કહો, રાતિદિવસ તુમ્હે જમલાં રહો."
લખમણુ ચાલૂં રાજદ્વારિ, જઇ જગવૂં લીલાનારિ. ૨૧૯
"મુખ છાંટો, નિદ્રા પરહરો, ભોજન કવલ બિચ્ચાર જ કરો."
રાજા કહિઃ "સુણિ લીલાનારી! જાં ન દેખું હંસાકુમારી. ૨૨૦
ભોજનનીર મિ નીમ જ લિઊં, પોહોર વીસ હય ઊપરિ રહ્યો;
પાલ્યો નેમ, કરુ પરમાણ, ભોજન કરું તુ સિવની આણ." ૨૨૧
લીલાવતીનિ વિમાસણ પરી, અણબોલી રહી અધઘડીઃ
"હોસિ કમ્મં જો મોહોટી વાત, હવિ હંસાનો સાહાસિ હાથ." ૨૨૨

દૂહા

ચિંતિ ચટકો નીસર્યો, મનસ્યૂં કરિ વિચાર;
રાઊતિ રાજસભા થકો ધરિ આવ્યો ભરતાર. ૨૨૩
નર વયણિ મન ચૂકસિ, અમ્હ આગલિ કહૂં ઈમ;
લીલા લખમણનિ કહિ, "કહો કરીસિ કિમ? ૨૨૪
જમીઇ તો જુગતૂં નહીં, એ અસત્ય એક વાર;
એ ભૂખ્યો આપણ જમું એ કાહિ અવિચાર." ૨૨૫

---

૨૧૮—અ-ઉત્તરાર્ધઃ એ લહુઅડો લોપાવુ લાજ, કહિસઈ જે મનમાંહિ કાજ.
૨૨૧—ખ-ઉત્તરાર્ધ નથી. ગ—'હય ઊપરિ' બદલે 'એ પૂંઠિ' 'ભોજન કરુ તુ' બદલે 'પાછું નહિ તો.'
૨૨૨—ગ-'અધઘડી' બદલે 'એક જ ઘડી.'
૨૨૩—ખ-કડી નથી. ગ—'ચિંતાઇ ચીવટ પડિ.'
૨૨૫—ગ-પૂર્વાર્ધ બીજું ચરણઃ 'અસત્ય એવી વાત.' ઉત્તરાર્ધઃ 'એ ભૂખ્યા ભોજન કરીએ એ આપણિ અવિખ્યાત.' ખ—પૂર્વાર્ધ પછી નીચેની કડી છેઃ—
ભોજન નીર નીમ ઈણિ લીયો, પુહુર વિસ ઈણિ પિરિ રહ્યો.
નર કરિ છિ સદાસિવની આણ, અહ્ય નીમ કરૂં પ્રમાણ.

## ચઉપઈ

લીલા કહિ, "કંત ! અવધારિ, હવિ કિમ દાખવો હંસકુમારી ?
હવિ જાઉ કાઈ કરો ઉપાય, જેણિ પ્રકારિ જમિ રાય." ૨૨૬
લખમણ કહિ, "લીલા ! સાંભળવો, એ કહીઇ કૂયા કાંબલો;
માસદિવસની અવધિ ગઇ, હંસાકૂંઅરી અનેરી થઇ. ૨૨૭
કનોજનો આવ્યો પરધાન, પગ પખાલી આપ્યાં પાન;
લીધા લગન હૂઆ દિન બાર, આગલિ ઊભા દિન અઢાર. ૨૨૮
કનુજનો રા આવિ ઇહાં, એવડી ગ્રહિગતિ ઘાલું કિહાં ?
ત્રબસેનરાજા જાણસિ, અણુખૂટિ આપણનિ આણસિ." ૨૨૯
અસી વાત લીલા અવધારિ, બિહૂ પિરિ માદલ વાજિ બારિ.
લીલા કહિ, "કંત ! તુમ્હે સુણો, અસ્યા બોલ કસ્યાનિ ભણો ? ૨૩૦
કૂંઅરી વાતો કહી તેડીઇ, રાયનિ દર્શનિ દેખાડીઇ."
લીલાબોલિ લખમણ ગયું, રાય આગલિ જઈ ઊભો રહ્યું. ૨૩૧
નામી સીસ નિ દીઇ નોહોતરૂં, હંસકૂંઅરીનાઇ વાતો કરૂં;
રાજા કહિ, "સુણિ લખમણરાત, એ બીજી વાર મ કરસ્યો વાત. ૨૩૨
હંસા હેઠી તો ઊતરિ જે પરણી તે ચાલિ સાસરિ;
ઘરિઘરિ તેડાં આવિ ઘણાં, લાડકોડ એ પરણ્યા તણાં." ૨૩૩
લખમણિ રઢ માંડિ ઘણી, વાયક વલ્યો ખંભાયતધણી;
કહિ પ્રધાન, "સૂણો નરનાથ ! રાજ્ય આપણૂં હંસાનિ હાથિ. ૨૩૪

---

૨૨૬—ગ-' હવિ બદલે ' હવડાં થકા.' ' જયમ રાયનિ ભોજન કરાય.'
૨૨૭—ખ-ગ-ઉત્તરાર્ધ: ' અવધિ ' ને બદલે ' મહોલત.'
૨૨૯—ગ-' અણુખૂટિ આપણનિ આણસિ ' બદલે ' તો અણખૂટિ મરણ આણસિ.'
૨૩૦—ખ-ઉત્તરાર્ધ બીજું ચરણ: ' હીણ ભાખ કસા મ્હનિ ભણ ?'
૨૩૧—ખ-ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ: લક્ષમણરાઊત તતક્ષણ ગયૂં.'
૨૩૨—ગ-' કરસ્યો ' બદલે ' કહેસ્યો '
૨૩૩—ગ-ઉત્તરાર્ધ: 'આમ ઘેર તેડાં આવિ ઘણાં લાડકોડ પહોચે પરણાતણાં,'
૨૩૪—ખ-આ કડી નથી. ખ—' હંસાની ' બદલે ' એહનિ.'

તમ્હ સરખૂં ભોજન કરસ્યૂં અમ્હે, આગ્રહિથી પધારો તુમ્હે."
રાય કીહિઃ કા ન આવીઈંઈ ? છોરું ઘિરિ સૂખૂં ચાખીઇ. ૨૩૫
રાય કહિઃ હંસા નોતરો, જાઉ જઇ સજાઈ કરો.
તાં રાજલોક મંભલાણૂં સહૂ, રાણીદરવાહીગ બહૂ. ૨૩૬
કહિ નોહોતરું નિ ઘરિ જાય, કરિ સજાઈ જે જ્યમ થાય;
ઊઠી લીયા આદર કરઇ, તે સહૂકો તિમ અણુસરિ. ૨૩૭
અન્નપાનની આયત થાય, લખમણ જઈનિ લાગો પાય;
તેહનિ ઊલટ અંગિ ન માય, "તૂં ભલિ પધાર્યો ભૂપતિરાય ! ૨૩૮
અમ્હ ઘિરિ આજ યત્ર નિ યાગ, પુન્યિ અમ્હે પામા પ્રયાગ;
અમ્હ ઘિરિ આજ બ્રહ્મ નિ ઈસ, અમ્હ ઘિરિ આજ
સ્વયં જગદીસ. ૨૩૯
અમ્હ ઘિરિ આજ ઇંદ્ર નિ અપછરા, અમ્હ ઘિરિ આજ આકા નિ ધરા;
અમ્હ ઘિરિ ઊછવ મંગલ બહૂ, રાય આવિ આનંદૂં સહૂ. ૨૪૦
ધનિ હૂં નિ માહરૂં પરિવાર, અમ્હ ઘિરિ આજ ભયો કેદાર;
કૃતારથ થઇ રુધિ અમ્હ તણી, ઘિરિ આવ્યો ઊજેણીધણી." ૨૪૧
મોહોલ માલીયા થયા પવિત્ર, ભલિ પધાર્યા વિક્રમચરિત્ર,
પુરુષ પોહોઢો હેઠિ યોગિનીપીઠ, વિક્રમચરિત્ર તે નયણે દીઠ. ૨૪૨

---

૨૩૫—ક-ઉત્તરાર્ધ: 'રાય કહિ કિ મનાવીઈ છોરું રહિ લેઇ રહૂ હઇઇ.'

૨૩૮—ખ-ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ 'વિક્રમચરિત્રનિ લાગૂં પાય.' ગ—'અન્નનીરની આરત થાય.'

૨૩૯—ક-ઉત્તરાર્ધનું બીજું ચરણ ખૂટે છે. ગ—'બ્રહ્મનિ ઈસ' બદલે 'અબા નિ ઈસ.' 'સ્વયં' બદલે 'મુક્તિ' કડી ૨૩૯ થી ૨૪૨ નાં ચરણો 'ખ'–'ગ'માં ઊલટાંસૂલટાં છે.

૨૪૦—ખ-ઉત્તરાર્ધ: અમ્હ ઘરિ હુઉ અતિરંગ, અમ્હ ઘરિ આજ આણંદ માંહિ ગંગ' ગ—ઉત્તરાર્ધ: અમ્હ ઘરિ આજ હુઉ અતિરંગ, અમ ઘરિ પ્રસન્ન હુઆ મહીગંગ'

૨૪૧—ખ-કડીઓ ૨૪૧, ૨૪૨ નથી ગ—પૂર્વાર્ધ: અમ ઘરિ આજ હૂઆ ઉદાર, અમ ઘરિ આજ હુઓ કેદાર.'

૨૪૨—ખ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'કહૂં તમ્હારું રાજ કરિ.'

વિક્રમચરિત્ર વલતા ઇમિ કહિ, "રાજપ્રધાન! તૂં ઊભો રહિ,
તુમ પ્રસિધ સાંભલી પરિ તો હૂં આવ્યો તુમ્હારિ ઘરિ." ૨૪૩

જોઇ નીચૂં વલી કર્યો જૂહાર, "ભૂપતિ! અમ્હસૂં એવડો ભાર?
કહ્યૂં અમ્હારૂં જુ તુમ્હે કરુ, બાર ઊઘાડિ રખિ નીસરુ." ૨૪૪

રાય પોઢાડી આવ્યો જિમ, કહે નારીઃ હવિ કરીસિ કિમ?
હૂઇ રસોઈ તમ્હે તેડો રાય, જે જિમ આવિ તે તિમ જાય. ૨૪૫
રાજા આવ્યૂં સપરિવાર, પાલખીતણો ન લાભિ પાર;
ઘડી ચ્યાર ચઢી છિ જિમ, ત્રંબસેનરા આવ્યૂં તિમ. ૨૪૬

એક તાતિ પાણી કરિ અંઘોલિ, એક ચંદન સુકડિ ઘોલ;
કસ્તૂરીકેસરસૂં સાર ઊગટ રાજાઅંગિ અપાર. ૨૪૭
ભોજન કરી પધારા રાય, જે જિમ આવિ તે તિમ જાય;
સહસ વીસ આવ્યા અસવાર, પાલાતણો ન લાભિ પાર. ૨૪૮

સહસ વીસ આવી પાલખી, રાણીયર પૂંઠિ સુસ સખી;
લખમણરાઊત તાં પૂંઠિ ગયો, રાજા આગલિ ઊભો રહ્યો. ૨૪૯
"રાજાજી! જુ આયસ હોય, હંસકૂંઅરી પધારિ સોય."
વડ વેગિ આણી પાલખી, એક સાહેલી પૂંઠિ સુસ સખી. ૨૫૦

પાયક સાથિ છિ પંચાસ, પાલખી મેહેલી કહિ મ જાસ્યો તાસ;
રીત કરી વલાવિ રાય, પાખલિ સહૂકો વીંટિ જાય. ૨૫૧

લખમણની તિ પોલિ ગયા, પાયક સઘલા ઊભા રહ્યા;
મંદિરમાંહિ પુહુતા જિમ, લીલા માન દીધ છિ તિમ. ૨૫૨

---

૨૪૪—ખ–'ભૂપતિ' ને બદલે 'રાજા.'
૨૪૭—ગ–પૂર્વાર્ધ બીજું ચરણઃ 'સુકડચંદન સરસા ઘોલ.'
૨૪૮—ખ–ગ–ચરણો ઊલટાંસૂલટાં છે.
૨૫૦—ગ–ઉત્તરાર્ધ બીજું ચરણઃ 'એક કૂંઅરી પૂંઠિ સુસ સખી.'
૨૫૧—ગ–'ચલાવિ.'
૨૫૨—ખ–'મંડપ મંહિ.' ગ–'મંદિરમાંહિ.'

આગલિ આવી ઊભી રહિ, "હંસા ! પધારો" લીલા કહિ.
બાંહિ ધરી બિસારા પાટિ, કસ્તૂરી આણી ખલિ વાટિ. ૨૫૩
ત્રાંબાકૂંડિ તાતૂં વારિ, હર્ષે નાહી હંસકુમારી;
આણી આપૂં કોરૂં ચીર, પંચવરણ કાચલીઇ હીર. ૨૫૪
લીલા બુદ્ધિ વિમાસિ ઘણી, રસોઇણિ તેડી આપણી;
દૂતી સહેલી જિ હંસા સાથિ, જમાડવા આવી તેહનિ હાથિ. ૨૫૫
હંસકૂંઅરી એકલી લઇ, લીલાવતી તિહાં ગૂઝિ ગઇ.
"તૂં રૂડી નિ રાજકુમારી, તૂં સરખી નવિ દીસિ નારી. ૨૫૬
તૂં નાહાનાથી નરતૂં બોલતી, છોરૂં માહિ ન જણાતી છતી;
તૂં ગરઢામાહિ ગરવી દીસિ, કૂંઅરી ! તુન્હિ ન ચઢિ રીસ. ૨૫૭
જુ એક તૂં માહારી વાત લહૂં, તુ એક વાત ત્હમ આગલિ કહું."
હંસા કહિ, "સુણિ લીલામાય ! મૂઝથી વાત ન જાણિ રાય. ૨૫૮
જે મનમાંહિ હોઇ તિ કહો વાત, ઘરમાહિ બાધુ રાજા સાત;
તે છોડી મેહેલું પરભાતિ, સ્ત્રીની કોય ન જાણિ વાત. ૨૫૯
મૂઝથી વાત ન બાહિરિ પડિ, મૂઝથી વાત ન ચઊરિ ચઢિ;
મૂઝથી વાત ન જાણિ કોય, સાચી વાત કહો મૂઝ સોય." ૨૬૦
લીલાં કહિ, "સુણિ હંસામાય ! વિક્રમાદિત્ય ઊજેણીરાય.
વિક્રમચરિત્ર તેહેનૂં સૂત હોય, ત્રંબસેનરા જાણિ સોય. ૨૬૧
રાજપાલ તેહેનો પરધાન, જે તુન્હિ આપા ફોફલપાન,
માસદિવસ કેહેડ બોલી ગયૂં, ત્રંબસેન ત્યાહા નવિ રહૂં. ૨૬૨

---

૨૫૪—ક-ઉત્તરાર્ધનું બીજું ચરણ ખૂટે છે તે 'ખ'માંથી લીધુ છે.
ગ--ઉત્તરાર્ધ પ્રથમ ચરણ: "આવ્યૂં ઉત્તમ કોરૂં ચીર."
૨૫૫—ખ-આ કડી નથી.
૨૫૬—ગ-'ગુઝિ' બદલે 'ગુહે.' 'દીસિ' ને બદલે 'દીઠી'
૨૫૮—ક-'વાચા' ને બદલે 'વાત.'
૨૫૯—ખ-'સ્ત્રીનિ' ને સાનિ.'
૨૬૦—ગ-'ચઊરિ' બ લે 'ચહુટિ.'
૨૬૨—ગ-'કેહેડે' બ-ને 'ગઇ.'

કેહેઉ બોલીનિ કીધૂં નાત્ર, તે વર આવ્યો તૂઝ મુખયાત્ર;
અન્નનીર આવ્યો છિ તજી, પસી પાણી નથી પીધૂં અજી. ૨૬૩
તૂઝ મુખ દીઠિ ભોજન કરિ, નહિ તો રા અણુખૂટઇ મરિ.
હેઠૂં જોઇનિ હસા કહિ, "ગજકૂઅર તે કિહા રહિ?" ૨૬૪
લીલા કહિ, "હસા ' અવધારિ, અમ્હે બોલૂં છૂં તિ આધારિ;
અતુલરૂપ ઊજ્જેણીરાય, તિ પોઢાડો છિ ઘરમાહિ. ૨૬૫
જુ ચાલો જઇઇ તેણિ ઠાય, તુન્હિ દેખાડું ઊજ્જેણીરાય.
હંસા ઊઠી આગલિ થાય, બાહિ વલગી બિહૂ જાય. ૨૬૬
બાર ઊઘાટી ઘરમા જાય, જિહા પોઢ્યા છિ ઊજ્જેણીરાય.
હંસા હેઠૂં જોઇ રહી, લીલાવતીઇ વાત ઇમ કહીઃ ૨૬૭
"જાં જઇ આવૂં ઘરનૂં કામ, તા મ હંસા ! છોડસિ ઠામ."
દીઇ દૂઆર ગઇ લીલાનારી, રાજા નિરખિ હંસાકુમારી. ૨૬૮

### રાગ સામેરી

દેખિ ચંદ્ર સરીખૂં વદન, દેખિ હીરા સરીખાં નયણ;
દેખિ માંગ સિંદૂરિ ભર્યો, મય્યલંક જાણિ ચિત્રા તણો ! ૨૬૯
દેખિ અધુર જિમ્યા પરવાલ, દેખિ વેણિ સુરંગી વાલ;
દેખિ મણિ માથિ રાખડી, ખરે હીરિહેમિ જડી. ૨૭૦

---

૨૬૫—ખ-'અતુતરૂપ' ને બદલે 'જિ ડીહિ.' 'ઘર' ને બદલે 'મંદિર.'
ગ—'અતુલરૂપ' બદલે 'મહારૂપ.'
૨૬૭—ખ-'પોઢ્યા' ને બદલે 'બિઠા'
૨૬૮—ખ-'દૂઆર' ને બદલે 'બાર'
૨૬૯—ખ-આ ઉપરનો રાગ સામેરી 'ક'માં નથી. 'સરીસાં' ને બદલે 'ઝલકિ.' 'ચિત્રા' ને બદલે 'ચીતડ.' કખમાં હંસાવતીના સૌંદર્યવર્ણનની પંક્તિયોમાં ફેરફેર છે. ગ—ભરી. 'ચિત્રામણિ' બદલે 'ચાતુરી'
૨૭૦—ખ-'વેણી' ને બદલે 'ઝીણા.' ઉત્તરાર્ધનું બીજું ચરણઃ 'ખરી લાલ કોસીસિ જડી' ને બદલે 'ખરે હિરલે હેમિ જડી' ગ-'દેખિ વેણુ સુરંગી વ્યાલ.' 'ખરિ લાલ કોસીસે જડી'

દેખિ નાક જિસ્યૂં તિલફૂલ, ઊપરિ મોતિનૂં નહિ મૂલ.
દેખિ કરના નખ જાણિ વીજ, રંગ્યા દાંત દાડિમનાં બીજ. ૨૭૧
દેખિ જાંગ જસા કેલસ્તંભ, જાણિ નારી વિશેષિ રંભ!
દેખિ નાક જસૂં તિલફૂલ, ઊપરિ મોતિનૂં નહિ મૂલ. ૨૭૧+૧
દેખિ ઝાલિ કાનિ જડી, ઊપાર મોતિની બિંદડી;
દેખિ ઉર જસૂં માતંગ, કરપલ્લવ જાણિ ચોલરંગ! ૨૭૨
દેખિ અસી કરઆંગુલી, જાણિ પાકી ચોલાફલી!
દેખિ હાથતણી મૂદડી, મણિમાણિકહીરાઇ જડી. ૨૭૩
દેખિ હીરાઊલિનો હાર, અસો અંગતણો સણગાર;
દેખિ વેણી અવલંબતી અસી, જાણિ નાગપૂંછડી જસી! ૨૭૪
દેખિ કડાં અનિ કાંકણાં, મોતીઢીક અમૂલિક ઘણાં;
દેખિ ભમર રહા રણઝણિ,કવિમધુસૂદન ઇણિ પિરિ ભણિ. ૨૭૫
ઇણિ અંગિ દીઠી નારી, હેકૂં જોયૂં રાજકુમારી.
રાજકૂંઅરી અવલોકિ રાય, પદ્માઆક તસા દોય પાય. ૨૭૬
અતિસકોમલ રૂપ અપાર, જાણિ કંદર્પનો અવતાર!
હઇઇિ અંબા ધરિ માય, કાર્ય મૂઝતણૂં તુઝથી થાય. ૨૭૭

---

૨૭૧—ખ-ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ: 'નિમેસ કરંતા જાણિ વીજ!' ને બદલે 'દેખિ નખ જાણિ વીજ'

૨૭૧+૧-ક-કડી નથી તે ખ-માંથી લીધી છે.

૨૭૨—ખ-પૂર્વાર્ધ બીજું ચરણ: 'ઊપરિ મોતીની બિંદડી' ને બદલે 'પાખલિ ભમતી મોતીઇ જડી' ગ—'દેખિ ઝાલ કાન જેવડી પાખલ ફરતી મોતિ જડી.'

૨૭૩—ક-'મગની ફલી.' 'મોની' ને બદલે 'હીરે.'

૨૭૪—ગ-'હીરાઝવીનો હાર' બદલે 'એકાઊલિનો હાર.'

૨૭૫—ક-'ઊપરિ ભમરિ.' ખ—'ભમર રડા.' ગ—'કડાં અનિ' ને બદલે 'કર તણાં.'

૨૭૭—ખ-કડી નથી.

કુંઅર જસ્યો કેલિનો ગાભ, જાણિ પડતૂં દીસિ આભ !
પૂજું ગોરીનઇ લાગું પાય, મુઝ વર કુંઅર દેજ્યો માય ! ૨૭૮
વદનકલા પરિપૂરણ સોલ, ઝબકિ ઝલકિ બેહૂ કપોલ;
દેખિ આંખિ અમીરસરૂપ, જોતી તપતિને પામિ ભૂપ. ૨૭૯

નિલવટિ આડિ અનોપમ સાર, અર્દ્ધચંદ્રકેરે આકારિ;
ધનુષાકાર ભમરના વંક, વેણી જાં આવિ કટિલંક. ૨૮૦
દીઠા વાલ સુરંગ અપાર, મસ્તક ઊપરિ સોભ્યા સાર;
અંત્રાસણ નાખિનિ ચીર, જાણિ બેઠો બાવનવીર ! ૨૮૧

નાસિક તેલ તણી જિમ ધાર, દાંત જસા હીરાઆકાર;
કાને કુંડલ ઝલકિ અસ્યાં, રતન અમૂલક સોનિ રસ્યાં. ૨૮૨
તપિ તેજ જિમ તારા જસૂં, મુક્તાફલનૂં પાણી અસૂં;
ઊઢૂં વસ્ત્ર અનોપમ સાર, તેમાંહિથો ઝલકિ હાર. ૨૮૩

જડાવ માટ સોનારી ઘણા બેઠા દેસદેસાઊરિ તણાં;
તેણિ ખંતિ કરીનિ ઘડી રત્નજડિત હાથિ મૂદ્રડી. ૨૮૪
સૂર્યતેજ તપિ જાણિ ખરૂં તિમ અંગ સોહિ નવ ધરૂં !
કહિ કવિતા : હૂં સાચું કહૂં, સંખ્યા રૂપતણી નવિ લહૂં. ૨૮૫

વિધાતાનૂં કરું વખાણ, સવિ સરખાં જોડાં સંધાણ;
કહિ કવિતા : કિમ કરું વિવેક જો મુખમાંહિ જિહ્વા એક ? ૨૮૬

---

૨૭૮—ક-પૂર્વાર્ધનું પહેલું ચરણ: 'ગર્ભ' ને બદલે 'ગાભ.' બીજું ચરણ: 'જાણિ સાઢ સોલૂં સોવર્ણ' ને બદલે 'જાણિ પડતૂં ઝાલિ આભ !'
—ખ-કડીઓ ૨૭૮ થી ૨૮૭ નથી.

૨૭૯—ગ-નથી.

૨૮૦—ગ-નથી

૨૮૧—ગ-પૂર્વાર્ધ: દીઠા બ્યાલ સોવંકા ખરા, મસ્તક ઊપરિ મેહેલા દુરા.

૨૮૨—ગ-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'રત્ન અમૂલિક હીરે રસ્યાં.'

૨૮૪—ગ-ચરણો ઊલટાંસૂલટાં છે.

૨૮૬—ગ-'કવિતા' બદલે 'વ્યાસ'

રૂપ જોઅંતાં રાજાતણું, હૈડિ હંમા વિમાસિ ઘણું.
"આદિ ભવાની! લાગું પાય, વિક્રમચરિત્ર વર માગું માય!" ૨૮૭

જાં આપોપિ નરખિ છિ એય, તાં લીલા આવી ભોજન લેય;
લીલા કહિ, "રાજા! અવધારિ, ભોજન કીજિ કેવલ બિચ્યાર. ૨૮૮

કહૂં અમ્હારૂં જો તુમ્હે કરો, ભોજન કુણ બિચ્યારકે ભરો."
વલીવલી લીલા કહિ, રાજા હાથ ઊપાડી રહિ. ૨૮૯

તે સમસ્યા લીલામનિ વસી, "રાજા! મનિ વિમાસણ કસી!
જિમ ચઉરીમાં જમીઇ વિવાહ, તિમ બિસીનિ જમીઇ માંય." ૨૯૦

એનવૂં કહી લીલા ઘિરિ ગઇ, હંસા બિઠી આવી ચઇ;
બિહૂ જમિનિ કરિ વાત, 'તમ્હિ ભૂખ્યા દિન કેતા રાત?' ૨૯૧

'અમ્હિ ભૂખ્યા નહિ એકૂં દન, આજ અમારૂં માનૂં મન;
જે વખાણી વનિતા વયણિ, તિ આજ અમ્હિ દીઠી નયણિ. ૨૯૨

દ્રષ્ટાદ્રષ્ટ મિલી છિ આજ, રુડી પરિ તુમ્હો કરજો રાજ;
અમ્હો અમ્હારિ જાસું દેસ, રાજ કરો તુમ્હે નયરનિવેસ.' ૨૯૩

હેતૂં જોઇનિ હંસા કહિ, "કસ્યાં કાજિ નર! દોહેલાં સહિ!
તમ્હે અજાનીર તજૂં અમ્હ કાજિ, તો મૂકી જાઉ કેહા કાજિ? ૨૯૪

---

૨૮૭—ગ-'આદિ' બદલે 'આઇ.' 'માગું' બદલે 'આપો.'
૨૯૨—ગ-પૂર્વાર્ધનું બીજું ચરણ: 'જો તહ્મારૂં માન્યૂં મન.'
ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'તે દીઠી નિશ્ચલ તાં ગન.'
૨૯૩—ક-પૂર્વાર્ધ: 'અહ્મ આખડી ધાલી છિ આજ, રૂડી પિરિ કરજ્યો ઘરનૂં કાજ.' ગ—પૂર્વાર્ધ: 'અહ્મો આંખડી ઠારી છિ આજ, રૂડી પિરિ ત્હમો કરજ્યો રાજ.' 'રાજ કરો' બદલે 'રાજ કહિ.'
૨૯૪—ક-'કસ્યા કાજિ ન રહુ હેલા લહિ?' ને બદલે ખ—ગ:'કસ્યા કાજિ નર! દોહિલાં સહિ?' ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'કસૂં કરૂં હૂં બૂડિ આજ?' ગ—'અજાનીર તજૂં મૂઝ કાજ, સ્યૂં કરૂં હૂં કરૂં રાજ?'

દૂહા

આજ લગિ મિ કેહનિ પ્રીસણૂં નવિ કીદ્ધ;
માંહિ બિસી માતાપિતા પાખી ન પાણી પીદ્ધ. ૨૯૫.
સરજૂં છઠ્ઠી રાતનૂં હૂં બિઠાં પામી આજ;
બાધવ મુખિ બોલાવતાં લાગતી મુન્હિ લાજ. ૨૯૬
એક પુરુષનિ પ્રીસિણિં, બીજા સરસી વાત;
ઊખાણો હોઇ આગલો, તાવી ચઢાવ્યૂં હાથ. ૨૯૭
એક અમ્હારાં દેહનિ તુમ્હે તિ છોડૂં અન્ન;
અવરિ રાયસૂં પરણતાં કિમ માનિ મોરૂં મન્ન? ૨૯૮
અણદીઠો ઇશ્વિર વર્યો, ગૌરી માંડયો ગેહ;
મિ દીઠો, માંહિ જિમ્યાં, હવિ કિમ છાંડિ છેહ? ૨૯૯

ચઉપઈ

જો તુમ્હે રાજા છાંડી જાય, અવર ઠામિ પરણાવિ રાય;
તુ પરણ્યાથી પરી નવિ કરું, ઇમિ જાણિ અણખૂટી મરૂં. ૩૦૦
જો તુમ્હે છાંડી જાઉ સાથ તુ મઝ હત્યા ઊંડું હાથ."
વિક્રમચરિત્ર કહિ, "હંસા! સૂણો, અસ્યા બોલ કસ્યાનિ ભણો? ૩૦૧
જો એકમનાં થઇ આવો તુમ્હે, અસવાર કરી લેઇ જાશિં અમ્હે."
"બેહૂ જણુ બોલ બોલ્યા છિ જેહ, છઠ્ઠી રાતિ સો પાડયા છિ એહ. ૩૦૨

૨૯૫—ગ-"આજ લગિ એકો પેરે, સકલ પ્રીસણૂં નવિ કીદ્ધ,
માંહિ બેસી માતાસ્યૂં પાણી પલ નવ્ય પીદ્ધ."
૨૯૬—ખ-'પામી' ને બદલે 'બિઠી.' ગ—'સરજૂં હોય છઠ્ઠિતણું હૂં
આગલ બેઠી આજ, બાંધવાનિ બોલાવતાં અમ્હનિ આવતિ લાજ.'
૨૯૮—ખ-કડી ૨૯૮-૨૯૯ 'ક,' 'ખ'માં ઊલટીસૂલટી છે. ખ—'દેહનિ'
બદલે 'જીવનિ.' 'તજિયાં દોય' ને બદલે 'તિ છાંડયૂં.'
૨૯૯—ગ-'અણદીઠે.' ગાહ, ગેહ. આ પછીની ત્રુટિત કડી 'એક અમ્હારા
......અન્ન; અવરરાયસૂં પરણતાં ક્યમ માને માહારૂં મન્ન?' કખમાં નથી—
૩૦૦—કખમાં નથી.
૩૦૧—ખ-'હીણ બાષ કસ્યાનિ ભણ્ંં?'
૩૦૨—અ-ઉત્તરાર્ધ : 'છઠ્ઠી રાતિ સરજૂં જેહ.'

જો સરજૂં છ્ત્રીનૂં હોઇ, અવર રાય ન પરણિ કોય;
અવર રાય મહાસિ અતિઘણા, ઘોડાહાથી નહિ કો મણા. ૩૦૩
તુમ્હે આ ઘોડો આગલિ કરી, ટોડિ રહેજ્યો વાગિ ધરી;
વેલા વર પુંડુખનાતણી, તે વેલા હૂસિ આપણિ. ૩૦૪
વાહિગનિ હૂં આવીસિ વેસ, હીરામાણિક સાથે લેસ;
પિહિરીસ ચીર અનેરી ભાતિ, જોઇસિ ગંગાજલની જાતિ. ૩૦૫
અસ્યો ઘોડો અમ્હારે નહિ, કનોજિયાનિ હૂતિ કહી?
હૂં જાણું ઘોડાની જાતિ, ગંગાજલનિ પૂછ્ઇ પ્રભાતિ. ૩૦૬
ઝાઝા સીરોહીઆનિ માન, ઓરકિહાડા માન સંધાન;
કરહડા નિ કીસોરા, સાહાણુ, કેકી ખૂરમાણુ વખાણિ. ૩૦૭
સંધાણી તુરકી તુરંગ, કનુજિયા ઓરિયા બંગ;
જાડેજા મૂલતાની તત્તાર, ભાડેચા ચઢીઆ તે સાર. ૩૦૮
વાહારા, ગિરુયા નિ ગહિવરા, ખૂરાસાણી આહિડા ખરા;
પાણીપંથા નિ ઊજલા, નીલા, ભૂરા નિ નિરમલા. ૩૦૯
ઉત્તરપંથા નિ આદિના, સોરિયા નિ સિંહાસના;
દક્ષિણપંથા નિ સેલ્હિયા, સુરાપંથા નિ સંધારીઆ. ૩૧૦
કાછેલા કંધિ આગલા, લહર મોતી લક્ષણ આગલા;
ખાપરખાણા નિ માકડા, હંસાતરા લહિરી વાંકડા. ૩૧૧

---

૩૦૩—ક,–મત્ત' ને બદલે ખ—'હાથી.'
૩૦૪—ખ—ઉત્તરાર્ધ : 'અતિઘણી', ને બદલે 'આપણિ.'
૩૦૬—ગ–'અગહારા બાપનિ.'
૩૦૭—ખ–'કેકી' ને બદલે 'તેજી.'
ગ–'ઝાઝા' ને બદલે 'સાંઝ' 'સંધાન' બદલે 'મધ્યાન્હ' 'કેકી' બદલે 'કચ્છી.'
૩૦૮—ગ–'કનોજિયા ખોરવા ખંભ' 'મૂલતાની' બદલે 'મૂગલી.' ભાડેચા, માંડેચા, 'ચઢિયાતા' ને બદલે 'વઢિયા.'
૩૦૯—ગ–'વાહારા' બદલે 'તારા.' ગહિવરા, ગેબરા.
૩૧૧–ખ–કડી ૩૧૧મીના બે ઉત્તરાર્ધો તથા ૩૧૨ થી ૩૧૭ કડીઓ નથી.
ગ–'કાછેલા' બદલે 'કાઠેબા.'

લાહાસા નિ કરહિડા ઓર, સરલા સપરાણા કીસોર;
ચઢીઆતા શ્રીરાજતુરંગ, તારિંગા હડુયા સુચંગ. ૩૧૨
ધીર માહિરા નિ હરમજી, વાઘનોહોરાનિ વખાણું અજી;
દેવગિરા કંબોજા સાર, વખાણું તા હવિ લાગિ વાર. ૩૧૩
જાતિ એટલી જોઇ સહી, કો ગંગાજલનિ તોલિ નહિ;
એક સૂર્યમંડલિ ફરિ, બીજૂ રાઊત ! ત્હમનિ અનુસરિ. ૩૧૪

## વસ્તુ

પૂંહિ સબલો ઊર છિપણો, પૂંછવાલ વણ દેહ;
પાયસ થોર તલિ પુહલો, વર ઊંચ નહિ એહ. ૩૧૫
પુહલૂં પેટ, વાલમુખ શિરખ્યા કેસરી, કાન અનોપ;
ચાલિ ચંચલ સરસ પૂંહિ, નીચા સાહાણ નિરોપ. ૩૧૬
સુર ધીર સુકઠ દેહ ભારી, મછરસુખિ મન મહીમંડલિ મોહિ;
ગંગાજલ નિર્મલ પવિત્ર, વિક્રમચરિત્રવર આસન હોઇ." ૩૧૭

## ચઉપઈ

વિક્રમચરિત્ર કહિ, "હંસા ! સૂણો, અમ્હ આગલિ કુડાં કાં ભણો ?
કહો છો પુરુષનિ ઔસું નહિ, ઘોડાજાતિ તુમ્હે જાણો કહી ?" ૩૧૮
તવ આવ્યા લીલા તેણિ ઠાહિ, બેહૂ જણ જમતાં દીઠાં માંહિ;
લીલા કહિ, "રાજા તુમ્હે સૂણો, અસ્યા બોલ કસ્યાનિ ભણો ? ૩૧૯

---

૩૧૨—ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણ તૂટક છે.
૩૧૩—ગ-ચરણોમાં ફેર છે.
૩૧૪—ગ-ચરણોમાં ફેર છે.
૩૧૫—ગ-પૂર્વાર્ધ પ્રથમ ચરણ : 'પૂંછ સબલા સઘણા.' બીજું ચરણ : 'વણ દેહ' બદલે 'ચાલકણા.' ઉત્તરાર્ધ : હેઞે પાયેસ થોરત પોઢોલ પેટ વાલમુખકમલ.'
૩૧૬—ત્રણે પ્રતોનાં ચરણોમાં બહુ હેરફેર છે.
૩૧૭—ગ-ઉત્તરાર્ધ : 'આસન હોઈ' બદલે 'અસિ સોહિ.'

એ રાજકૂંઅરી લક્ષણુ આગલી, જે બોલિ તે સાચૂં વલી;
ઈંડા મોરતણાં કોણુ ચીતરિ ? સૂડાપાંખ કોણુ નીલી કરિ ? ૩૨૦
હંસાતણિ કવણુ અભ્યાસ ? હંસાવતી હૈડિ બુદ્ધિવાસ."
લીલા કહિ, "સૂણો હંસાવતી! પધારો બિસો પાલખી. ૩૨૧
સાઝ પડી નિ આથમિ સૂર, તહિ જાતા હૂઇ અસૂર;
તેડિ આવ્યા છિ અસવાર, વેગિ કરી મ લાઉ વાર." ૩૨૨
હંસા બોલ દેઇતિ ગઇ: 'રાડિ રહિજ્યો આવી સહી;
એક જમાડિ બીજો વરિ, તેહનો પિંડ તે પાપિ ભરિ. ૩૨૩
પુરુષ દૂઇનિ જાઇ ટલી, તે સમ તેહેનિ લાગિ વળી.'
તવ બોલાવી હંસાનારી, લખમણરાઊત પધારૂં બાહારિ. ૩૨૪
કરી જૂહાર નિ ઊભો રહિ, એક બોલ રાજાનિ કહિ·
"સ્વામી! કહૂં અમ્હારૂં કરો, એક વાર અમ્હનિ બાહિ ધરો ૩૨૫
જિહાં રાજા તિહા દૂઇ વિવાહ, તિહા તુમ્હે રહેજ્યો એ ઘરમાહિ;
પછિ જો પધારો તુમ્હે તો વોલાવા આવું અમ્હે. ૩૨૬
મઝ પરવાર નહિ દિન વીસ, મઝ ઊપરિ રા માનિ રીસ;
મિ રાજાનિ ઘરિ કરવું કામ, મગધદેસના ગજ્જસૂં મામ. ૩૨૭
મંગલરાય કનુજ્જહતણો, અલંબદેસ તેહેનિ અતિવણો;
ભીમકરાય તેહેનો સૂત હોય, તે વરવા આંહા આવિ સોય. ૩૨૮
લગન પછી તમ્હો જાઉ પરદેસ, તમ પુહુચાડું નયરનિવેસ."
વિક્રમચરિત્ર કહિ, "લખમણરાત ! માની અમ્હે તુમ્હારી વાત. ૩૨૯
કરું કાજ રાજાઘરિ ઘણૂં, હૂં ઘર નહિ છાડું તમનણૂં."
જાં લક્ષમણ મોકલાવી જાય ગંગાજલ પલ્હાણો રાય. ૩૩૦

---

૩૨૦—ખ-પૂર્વાર્ધનું બીજું ચરણ નથી.
૩૨૨—ખ-ગ—ઉત્તરાર્ધનાં ચરણો ઊલટાંસૂલટાં છે. ગ-'તહિ જાતાં' બદલે 'તમ્હ ઘર જાતાં'
૩૨૩—ખ-ગ—'પિંડ' ને બદલે 'જીવ.'
૩૨૫—ખ-'સ્વામી' ને બદલે 'રાજા.' ગ—'કહૂં' બદલે 'બોલ.'
૩૩૦—ખ-'પલ્હાણો' ને બદલે 'લાગો પાય.'

ગોખ હેઠિ દેખાડ જામ, હંસાનારી નિરખિ તામ;
ઇમિ કરતાં દિન આવા તેહ, હંસકુંઅરીસ્યું નયણે નેહ. ૩૩૧
આવી જાન કનોજહતણી, તિહાં હેમપાલખી દીસિ ઘણી;
તુરંગનો નવિ લાભિ પાર, કટકબંધ આવા અસવાર. ૩૩૨
ઇણિ પિરિ આવો ભીમકરાય, ત્રંબસેનરા સાહામૂં જાય;
આવી જાન, ઉતારા દીદ્ધ, મંડપમાહિ સજાઈ કીદ્ધ. ૩૩૩
લગ્નતણી વેલા હુઇ જિમ, વર ટોડિ જઇ ઊભો તિમ;
પુહૂખવાતણી સજાઈ કરિ, વિક્રમચરિત્ર તિહાં જોતો ફરિ. ૩૩૪
"જાણૂં નાવિ હંસકૂંઅરી, કસ્યા કાજિ હૂં ઊભો બારિ?"
પુરુષ એક તિહા પાસિ રહ્યો, વિક્રમચરિત્ર જઈનિ વીનવ્યોઃ ૩૩૫
"રાઊત! એક વાત મુઝ કરો, ઘડી એક ઘોડો ઝાગિ ધરો."
રાઊત ઘોડો સાહી રહ્યો, આપિ ગઢમાં જોવા ગયો. ૩૩૬
રાઊત મનમા વિમાસણ પડીઃ એ ઘોડો સુન્હિ ફોકટ જડો;
બચકિ બાંધ્યાં કાપડ ઘણાં, ખાંડાંખેડાં છિ તે તણાં. ૩૩૭
સોનાતણી પલ્હાણિ સાર, તેહેવો ગંગાજલ તોખાર;
વિમાસી મનિ કરો વિચાર, તા તે રાઊત થયો અસવાર. ૩૩૮
અસવાર થઇનિ જોયૂં જિમ, હંસાવલી પધારાં તિમ;
ઘોડો જોઇ વલગી પાગડિ, ઊંચી અંગ પ્રમાણિ ચઢિ. ૩૩૯
તેણિ રાઊતિ બાંહિ ધરી, ઘોડો ખેડુ આઘો કરી;
વર પુંહુખો જઇ બિઠો પાટિ, વાહિગ આવિ હંસા માટિ. ૩૪૦
વાહિગ કહિઃ મઝ આપૂં ચીર, હંસકૂંઅરી કોઈ લેઇ ગ્યો વીર;
પડો સોર સહૂ ઝાંખૂં થાય, હાહાકાર પડો ગઢમાંહિ. ૩૪૧

---

૩૩૨—ખ-'અસવાર' ને બદલે 'ઝૂઝાર.'
૩૩૬—ખ-'ગઢમાં' ને બદલે 'આગો.'
૩૩૭—ખ-ઉત્તરાર્ધનું બીજું ચરણ નથી. ગ—'ફોકટ' બદલે 'પાંસુ.' બગચિ, બચકી.
૩૪૦—ગ-'હંસા' બદલે 'કન્યા.'
૩૪૧—ખ-કડીનો ઉત્તરાર્ધ નથી.

ઈણિ કર્મિ મોહોટા ઘણા કર્મિં પડા સંસાર;
તેહેના પ્રાભવ સંભારિનિ જાવું પેલિ પારિ. ૩૫૦

ચઉપઈ

કર્મિં રામિ લીધો વનવાસ. કર્મિં દમયંતી છાંડિ આસ;
કર્મિં ભૂન્ન મછા તરિ, કર્મિં હરિશ્ચંદ્ર પાણી ભરિ. ૩૫૧
કર્મિં ચિત્ર કર્યાં વિનાસ, કર્મિં પાંડવ રહિ વનવાસ;
કર્મિં અરુણ પાંગલો થયો, કર્મિં રાવણ ગર્વિં ગયો. ૩૫૨
કર્મિં સાયર ખારૂં થાય, કર્મિં બલિ પાતાલિ જાય;
કર્મિં સહિસ યોનિ પામ્યો ઇંદ્ર, કર્મિં ખાંપણ લાગૂં ચંદ્ર. ૩૫૩
કર્મિં સંકર વહિ કપાલ, કર્મિ સીતા લાગૂં આલ;
કર્મિં યુધિષ્ઠિર જૂહારી થ્યૂં, કર્મિં કંસાસુર મારિઊં. ૩૫૪
કર્મિં બ્રહ્મા ભાજિ નિ ઘડિ, કર્મિં ઇંદ્રાસન ગડગડઇ;
કર્મિં સૂર્ય નહિ વિસરામ, કર્મિં દુઅ ન છાંડિ ઠામ. ૩૫૫
કર્મિં કામઘેનુ જો જાય, કર્મિ મરિ સહિસ્રાર્જુનરાય.
કર્મિં તારા વેચાણિ સરિ, કર્મઇ રોહીદાસ પાણી ભરિ. ૩૫૬
કર્મિં સગાલ સુખ વિમરિ, કર્મિં કુબ્ની અતિમલ ધરિ;
કર્મિં હઇયૂં આગિ એટાતણું, માયબાપ વિમાસિ ઘણૂં. ૩૫૭
કર્મિં પાંચાલી પાચે વરી, કર્મિં દુસાસન ઝૂંટિ ધરી·
કર્મિં સભામાહિ આણી તેહ, કર્મિં પટકુલ કાઢયાં છેહ. ૩૫૮

---

૩૫૦—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ : 'કર્મિં' બદલે 'દુઃખિ.'
૩૫૧—ક–ખ—પદોની પંક્તિયોમાં હેરફેર છે. ગ—ઉત્તરાર્ધ : પ્રથમ ચરણ: 'કર્મિં ભાગાં મછાંતરિ.'
૩૫૨—ક-'વિસાસ' ગ—'વિલાસ.'
૩૫૩—ખ-'પામ્યો' ને બદલે 'થયો.' ગ-'પાતાલિ' બદલે 'પઈઆલિ.' 'ખાંપણ' બદલે 'લાંછન.'
૩૫૫—ખ-'સર્વ' ને બદલે 'બ્રહ્મા.'
૩૫૭—ક-ઉત્તરાર્ધના આરંભના શબ્દો ઘસાઈ ગયા છે.
ખ-કડી ૩૫૭, ૩૫૮, ૩૫૯, ૩૬૦ તથા ૩૬૧ના ઉત્તરાર્ધ નથી.

કમિં પરીક્ષિતભૂપાલ, કમિં ઓડમાં પોઢિ કાલ;
કમિં ધન્વંતર સરખો જાણ કાલિ ડસ્યો નિ ગયા પરાણ. ૩૫૯
કમિં સનિ પાગલો પલિ, કમિં રુકમાંગદ ધરણિ ટલિ;
કમિં તુ અહિલ્યા સલા થઇ, કમિં રેવા કુંઆરી રહી. ૩૬૦
કમિં રાહુ કાયા વિણ હોય, કમિં કરિ તે ન કરિ કોય;
કમિં ઊછો તપ ભૂઝતણો, કમિં વિછોહ હુઓ કન્યાતણો. ૩૬૧

ગાથા

માહેસમદાસુર જે એહવા મ સરજે માનુખજન્મ;
આ જન્મમાં જે પ્રેહવા તેહ પ્રેહવા વિયોગ. ૩૬૨
કરવતડી કિરતાર જો ગિર મેલ્હત તાહારિ;
તો તું જાણત સાર વેદના વિછોહાતણી ! ૩૬૩

ચઉપઈ

હવિ હું હરજિં સબલું કરી, દેમદેમાઊર જોઉં ફરી;
ગંગાજમુનાં વહિ છિ જિહાં, એકમનો હું જાઉં તિહાં. ૩૬૪
જે ધરિ રાખ્યો આદર કરી તે મેહેલ્યં, નહિ દેખી સુંદરી !
જો લખમણ દેખસઇ નયણિ તો વાત કરીસ કિવિધિ વયણિ ? ૩૬૫
આજ મિલિ ઊસખીતૂં કોય તો મૂઝ જીવ્યં પ્રિમાણ હોઇ;
હય એક વેચતો ફિરઇ, કેના દ્રામ તે મૂલ જ કરિ ?" ૩૬૬

---

૩૬૦—અ-'કમિં સરપંચ વઢવઢિ.'
૩૬૧—ખ-કડી ૩૬૨, ૩૬૩વાળી ગાથાઓ નથી. અ—ઉત્તરાર્ધ : 'મૂઝ તણો' બદલે 'આવરો.'
૩૬૨—અ-'માહેસઆસુરજ સમા હે સમાન જંન્મ;
અહિજન્મ મહીરેમ અધિમ મહાવિયોગમ.'—આ પ્રમાણે ઉત્તરાર્ધમિશ્રિત અશુદ્ધ પાઠ છે.
૩૬૪—ખ—આ કડી નથી
૩૬૫—ખ-પૂર્વાર્ધ નથી.
૩૬૬—ખ પૂર્વાર્ધ : 'રચી' ને બદલે 'આણી'

એક મુદ્રડી વેચી રાય, કરવતતણી યાત્રાઇ જાઇ;
હરિહરવિધાતા હઈયિ ધરિ: દેજ્યે મઝ હંસાકુંઅરી. ૩૬૭
કનુજ્યધણી જે મંગલપુત્ર બીમકરાનં ભાગૂં ધરસૂત્ર;
ત્રંબસેનનો આદર સુણી લાવ્યો રાય જાન અતિધણી. • ૩૬૮
વાતિ કન્યા સુણી અતિરુપ, અતિઆદરસ્યું આવ્યો ભૂપ;
તે કુંઅરી રાયત્રબકતણી ગઈ રાજાભીમક અવગણી. ૩૬૯
જાણ્યૂં વર જાઇ બિઠો પારિ, આણી વાલિગ હંસા માટિ;
જાન સઘલી વિમાસણ કરિ: હંસાકુંઅરીનિ કો જણ હરી ? ૩૭૦
માન પાખિ ઊપમાને જાય તુ મનિ ચિંતવિ ભીમકરાય;
ઇમિ અણપરણ્યો જાઉં અસ્યો તુ વરપ્રવેસ તે હોસિ કિસ્યો ? ૩૭૧
ગોત્રજ આગલિ ગુરુ તેડીઈ કહી પિરિ છેહડા છોડીઇ ?
પુંહુખવાતણી સજાઈ હસિ, હંસા જોવા મહૂકો આવસિ. ૩૭૨
ઇમિ અણપરણ્યો જાઉં આજ તો મંગલરાનિ લાગિ લાજ;
પેલિ ભવિ મિ કીધૂં જસ્યૂં કાજ અમ્હારુ સીધૂં તસ્યૂં. ૩૭૩

ગાથા

વિરલા જાણંતિ ગુણા, વિરલા પાલંતિ નિધણાનેહા !
વિરલા પરકાજ્જકારણા, પરદુઃખિ દુઃખિયા વિરલા ! ૩૭૪

ચઉપઈ

ભીમક પેખ્યો ભવ મનિ ધરી, કરવતતણી સજાઈ કરિ;
પેલિ ભવિ મિ કીધૂં અઘોર, પાલિ હેડિયાં છેદ્યો છોડ! ૩૭૫

---

૩૬૭—ખ-ઉત્તરાર્ધ નથી
૩૬૮—ખ-કડી નથી.
૩૬૯—ખ-કડી નથી.
૩૭૦—ખ-પૂર્વાર્ધ નથી ઉત્તરાર્ધ : 'હંસાકુંઅરી તિ કુણિ જ વરી ?'
૩૭૨—ક-ખ- પંક્તિયો હેરફેર છે.
૩૭૪—ખ-આ કડી નથી.
૩૭૫—ખ—ઉત્તરાર્ધ : 'કિ મિ ભવ પિછિજૂં ભાગૂં ગોચર ? કિ મિ પાલિ હેડિ ખંડ ?'

"કિ મિ બ્રાહ્મણવાટ ઊદાળી લીદ્ધ ? કિ મિ મુખિમાંનૂં આપણૂં ન દીદ્ધ?
કિ પુહુરાતણૂં મિ નાપ્યૂં વ્યાજ? કિ મિ બિહિનિતણી ન આણી
લાજ ? ૩૭૬

કિ મિ ગોચર ભાંજી વાવી સાલિ ? કિ મિ ભર્યાં સરોવર ફેડી પાલિ?
કિ મિ રણ મેહેલ્યો સ્વામી આપણો ? કિ બાંધવ હણ્યો પાપ લાગો
ઘણો? ૩૭૭

કિ મિ બાલસ્ત્રીગૌહત્યા કરી ! કિ મિ નારી પિયારી પ્રાણિ હરી ?
કિ મિ ગોત્રગોહિરો કિઊં ? કિ ગોત્રી હણીનિ ગ્રાસ જ લિઉં ? ૩૭૮

કિ મિ દાણ આપવૂં ન દીધૂં ઘાટ ? કિ મિ અણપરણ્યા ઊદાડ્યા પાટ?
જાન મોકલૂં ધરિ આપણિ, તીર્થ કરવા જાઉં," રાજા ઇમ ભણિ.

"કરવત મેહેલાવા જાઉં સિદ્ધ, ડાહા સઘલા એક જ બુદ્ધ."
રાતિ વિચાલિ જોયો લાગ, રાજા ચાલ્યો ભણી પ્રાયાગ. ૩૮૦

પ્રથમ વાત બોલું વિસ્તરી, જે પરદારિ હંસા ઊતરી;
પાદાલો વીસાસિ વીસ્તરિ, ગંગાજલ કૂંઅરી સંચરિ. ૩૮૧

---

૩૭૬—ખ—ઉત્તરાર્ધ : 'નાપ્યૂં' ને બદલે 'દીધૂં.' ગ—આ કડી તથા ૩ રનાં ચરણો ઊલટાંસૂલટાં છે.

૩૭૭—ખ—ઉત્તરાર્ધ : 'બાંધવ' ને બદલે 'સહોદર.' 'કિ મિ સહોદર મારાં હામિ ?'

૩૭૮—ખ—ઉત્તરાર્ધનું પહેલું ચરણ : 'કિ મિ ગોચર ખેડિયૂં ?' બીજું ચરણ : 'હણીનિ' બદલે 'મારી' 'ગ્રાસ' ને બદલે 'રાજ.' ગ—ઉત્તરાર્ધ પ્રથમ ચરણ "કિ મિ ગોઠિ હેઠ કિઉં ?" બીજું ચરણ : 'કિ મિ ગોત્રજ માંહિ ગ્રાસ જ લિઉં ?'

૩૮૦—ખ—ઉત્તરાર્ધ : 'સામી ! તૂં કરનિ અમ્હારી સાર, અભિનવિ પામું હંસાનાર' ગ—પૂર્વાર્ધ બીજું ચરણ : 'ડાહાસાખ્યા એક જ બુધ્ધ.'

૩૮૧—ખ—નથી. ગ—પૂર્વાર્ધ બીજું ચરણ : 'પરદારે તાં કૂંઅરી હરી' ઉત્તરાર્ધ : 'પાદાતિ જર અમ વારી કરી.'

દૂહા

પાછલ બિઠો પાલ્હીગ, આગલિ હંસાનારી;
ગંગાજલ પલ્હાણિગ, જાનું પેલિ પારિ. ૩૮૨

ચઉપઈ

હંસા રલીઆયત પૂછિ ઘણું, "કંથ! વચન સૂણો મૂઝતણું"
નિસિ નાહ પ્રતિ પૂછિ વાત, "કહો વચન જિમ થાઉં સનાથ."૩૮૩
મૂઢ ન જાણિ બોલીભેદ, પાલ્હામિર વછૂટિ સ્વેદ;
નીસન નિદ્રા લહિરી ભરિ, હંસા હરિયાલી ઊચરિ. ૩૮૪

દૂહા

હંસા કહિ હરિયાલડી. "સાભલિ સાવિગુણ રાય!
નયણિ આવિ નિદ્રડી? જાગો નીઝોલા રાય! ૩૮૫
કરવિણુ કાયા દીઠ મિ, મુખવિણુ મોહોટા દંત;
વિણુ જીવિ જીવ ઊદ્ધરિ: કહો વિમાસી કંત! ૩૮૬
પહિલા ગૂથી ચોટલી, પછિ કીધા દંત;
પાણી નામિ બાધિગ: કહો વિમાસી કંત! ૩૮૭
પાણી કંઠિ રહિ કરિ, લિ પાણીનો અંત;
મુખપાહિ પૂંછડ વડું: કહો વિમાસી કંત! ૩૮૮
ગલિ જનોઈ, પૂંઠિ ચરણ, મસ્તક ઊપરિ દંત;
નિ હરિયાલી કર ગ્રહિ, શ્રવણ મોહાવિ કંથ! ૩૮૮+૧

૩૮૩ ખ—નથી. ગ—નાહ, નાથ.
૩૮૪ ખ—નથી.
૩૮૫—ક, ખ—ગ—ત્રણે પ્રતિઓમાં હંસાની પૂછેલી સમસ્યાઓનો ક્રમ ઊલટોસૂલટો છે.
૩૮૬—ખ—'કર' ને બદલે 'છાયા.' 'મોહોટા' ને બદલે 'દીઠા.' 'જીવ ઊદ્ધરિ,' 'જીવિ રહિ.' ખ—ગ—આ પછી ૩૮૯+૧ કડી છે.
૩૮૭—ગ—નથી
૩૮૮+૧—'ગ'માંથી લીધી છે.

એક તે દેઊલ દીઠું મિં, માહિ નીર ભરંત;
ત્રિહ સ્તંભ ઊપરિ રચ્યૂં: કહો વિમાસી કંત! ૩૮૯
ચાર ચનણુ, દોઈ નયણુ, તસ ઊઘાડા દંત;
વેણીસ્યૂં વેણી લહી કહો વિમાસી કંત! ૩૮૯+૧
૭ પગ દો લોયણા, પંખ પમારિ રહંત,
કાયાપાહિ સીર વઢૂં: કહો વિમાસી કંત! ૩૯૦
રાન વમતી સુંદરી, આપિ બાલકૂં આર;
તેહેના છોરૂ પરણીઈ સ્વામી! કરો વિચાર. ૩૯૧

શ્લોક

जाता शुद्रकुले जघान पितर जाता च तन्वी पुनः
संगं प्राप्य पितामहस्य जनकं याऽसूत या कन्यका ।
यया सा च भिता सदैव सकलं विश्व तया जीवितं
सा सर्वैरपि सेव्यते क्षितितले का नाम सा नायका ? ॥ ३९२
मुखे पुष्पं न गंधोऽस्ति कटि नेत्रे न लोचने ।
नीलग्रीवा न ईशोऽसौ कामी न योषिता नरः ॥ ३९३
कृष्णमुखी न मार्जारी द्विजिह्वा न च सर्पिणी ।
पंचभर्त्री न पांचाली यो जानाति स. पंडितः ॥ ३९४

પૂર્વછાયુ

નર ઊપરિ નર ચડો, નર કરિ કરિ લીધી નારી;
નારીઇ નર ફેરવ્યોઃ સ્વામી! કરો વિચાર. ૩૯૫
એક કાયા ત્રિહૂ કડકડે, તસ મુખિ મોહોટા દંત;
પગ છિ પણ માથિ પલિ: કહો વિમાસી કંત! ૩૯૬

---

૩૮૯ ખ—'કહો વિમાસી'ને બદલે 'મૂઝ દાખવિ' ૩૮૯+૧–'ખ' માંથી લીધી છે. 'ક'માં નથી ૩૯૦—ખ–'સીર'ને બદલે 'મસ્તક' ૩૯૦+૨—ખપ્રતમાંથી લીધી છે. ૩૯૧—ખ–નથી. અ–છે. ૩૯૨—ખ–ગ –નથી. ૩૯૩—ખ-ગ–નથી. ૩૯૪—ખ ગ—નથી. ૩૯૫—ખ–નથી ૩૯૬—ખ–ઉત્તગવ'. 'પગ નહિ પણિ પૂછડ વડૂઃ કહુ વિમાસી કંત!'

ફૂલ વિના ફલ દીઠ મિ, તે ખાધિ મરિ જંતિ;
તેણિ વૃક્ષે ચ્યાર લોયણાઃ કહો વિમાસી કંત! ૩૯૭
ખંભાયતથી નીસર્યાં નિ ઈડિર આધી રાત;
સીરોહી નિસિ પાછલી, પાટણિ ગયા પ્રભાતિ. ૩૯૮

ચઉપઈ

કંત ! બોલ હૂં કેતા કહું? વચના વચન સ્વામી! નવિ લહું;
ચૌદ વિદ્યા તુમ્હે જાણો સાર, ઊતર સિ ન આપો ભરતાર? ૩૯૯
કરિ વાત નિ બોલિ ગામ, નગરતણું નવિ જાણિ નામ;
હંમાવતી મનિ કરિ વિચાર, મઝ ઊતર નાપિ પ્રાણાધાર. ૪૦૦
મઝ કારણિ કરવનનિ કાજિ, મરવા જાતા હૂતા રાજ;
તે હૂં આવી તમ સવાત, ઊતર સિ નાપો મૂઝ નાથ? ૪૦૧
વિક્રમચરિત્ર મન હવો અંદોલ, મનમાં ઊપનો માયામોહ;
અસી નારી એહનિ ધણી, એ મોહોટો ઊજ્જેણીધણી. ૪૦૨
કિ મૂકયો માલવનો દેસ, કિ ન ગમી અમ્હારી વેસ;
નિદ્રા પરહરો જાગો રાત! દાતણ કીજે, થયું પરભાત. ૪૦૩
ઈમ કરતાં અજવાલૂં થયું, વાલી કોટ નિ પાછૂં જોયૂં,
ભૂત સરીખૂં દીઠો કાલ, પડી ફાલ તવ થઈ નિઢાલ. ૪૦૪
" અરે! કર્મ અમ્હારૂં કિયૂં, વર વરાસિ બીજૂં કો વર્યૂં;
હણિ હઈજિ દઢ કરી મન, કહિ દૈવ નિ કરિ રુદન. ૪૦૫
પાછૂં જોયૂં બીજી વાર તો મનિ વાત થઈ નિરધાર;
પડ્યો ત્રાસ જવ દીઠૂં વદન, કહિ દૈવ નિ કરિ રુદન. ૪૦૬

---

૩૯૭—ખ-ઉત્તરાર્ધ: 'તિણિ વૃક્ષે લાગિ ચ્યાર લોયણાં' ને બદલે 'તિણિ ભિચ્યાર લોયણાં. ૩૯૯—ખ-નથી. ગ-ઉત્તરાર્ધ: 'ભરતાર' ને બદલે 'પ્રાણઆધાર' ૪૦૦—ખ-'પ્રાણાધાર' ને બદલે 'ભરતાર.' ગ-પૂર્વાર્ધ: 'કરિ વાત નિ ટોરા જરિ, અંપનામ ન જાણિ સરિ' ૪૦૧—ખ-ગ નથી. ૪૦૨—ખ-નથી ૪૦૩—ગ-પૂર્વાર્ધ. 'મૂક્યો' બદલે 'ન ગમિયો' ૪૦૫—ખ નથી ૪૦૬—ખ-આ ૪૦૬ કડીથી ૪૩૦ કડી સુધી નથી ગ-નથી

રુદન કરિ ઊકસિ ઊર, મહાનદી જિમ આવિ પૂર !
નયણિ નીર ન માઈ ખરૂં, અરે દૈવ ! હવિ કિમ કરું ? ૪૦૭
યથા દૂધ ઊકાલિ ચઢિ, તથા હંસા હઇ ઊલટિ;
દમિ દેહ દુઃખ ઝૂરઇ ખરૂં, અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૦૮
તાલાવેલિ કરિ સુંદરી, જેમ પાણી પાખિ જલચરી;
એ અવતાર પાખિ સિ ન સર્યું, અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૦૯
વર વંસઇ કાં હૂં અવતરી ? વિક્રમચરિત્ર કા હૂં અનુમરી ?
કાં મિ મહિયરસુખ પરહર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૦
ગર્ભપાત સિ હૂઉં માતા ? જાણ્યાં સિ ઠઇ ઊપરાન ?
હવિ પ્રાણ કેહી પિરિ ધરું ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૧
સિર સસિ મઝી દિનકર ભાણ, જિમ સમુદ્રમાં પડિઉં વાહાણ;
તરતાં તડ ન લાભિ ખરૂં, અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૨
અરે કર્મ ! વીસાસિ ભલી, નાહ વિના નાખી એકલી !
સ્વામીતણૂં વચન સંભારું, અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૩
જે સાથિ મિસીનિ જમી, કરી વાત જે મનનઇ ગમી;
તે પાખિ દેહી કિમ ધરું ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૪
અરે સ્વામી ! સ્યાં કીધાં મિ અપરાધ, જે અસ્યૂં દુઃખ પડ્યૂં અગાધ;
સ્યૂં અઘોર પેલિ ભવિ કર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૫

---

૪૦૭—ગ-પૂર્વાર્ધ બીજું ચરણ 'જમ નદીમાં વડિ જલપૂર' ઉત્તરાર્ધ પહેલું ચરણ: 'માઈ' ને બદલે 'આવિઇ' ૪૦૯—ગ-નથી.

૪૧૦—ગ-આ પછી નીચેની કડી છે:—

"જેણિ દિવસિ મૂઝ ભિઇં બિંદ, માત્આર સિ ન પિધાં વિખહ ?
શીલવ્રત સિ ન આચર્યું ? અરે દૈવ ! હવાં સ્યૂં કરું ?"

૪૧૨—કડી નીચે મુજબ છે:—

"અરે સાર ન લિધી સમીનામૂ, માહાસમુદ્ર મિ કાઢ્યૂં વાહાણ,
તહિ સમીપે કાં ન નીસરું ? અરે દૈવ હવાં સ્યૂં કરું ?"

કિ મઝ વ્રતઉદ્યાપન રહ્યાં, કિ આરભી અધવચિ મૂકયાં;
અલૂણુંવ્રત સ્યૂં ન આચરૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૬
કિ મિ માત વિછોહ્યા બાલ ? કિ મિ સતી ચડાવ્યાં આલ ?
કિ મિ કોઇં સરોવર ભર્યૂં ? અરે દૈવ! હવે સ્યૂં કરું ? ૪૧૭
કિ મિ પારકી થાપણિ હરી ? કૂડી સાખિ પિયારી ભરી ?
કિ પેલિ ભવિ પરધન હર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૮
કિ પરધન દેખી નવિ સકી ? કિ ચૂકી મદયૌવન થકી ?
કિ મિ દ્યૂતકર્મ આચર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૧૯
કિ મિ અહનિસિ પીડી સતી ? કિ ઘણી તાતિ મિ કીધી યતિ;
કિ મિ વાઢી પાખ પાખરૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૦
કિ રસભરી ભાજી વેલિ ? કિ ફલભાર ઊપાડી કેલિ ?
કિ ફૂલ બિસતા વાઢ્યૂં તરૂ ? અરે દૈવ ! હવે સ્યૂં કરૂં ? ૪૨૧
કિ મિ છતિ ન પોખ્યૂં દેહ ? કિ નરનારીમાં પાડૂં છેહ ?
કિ ગાય વિછોહ્યા મિ વાછરું ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૨
કિ મિ વૃંદલ કીધૂં ભંગ ? કિ મિ ભાજી કરતાં સંગ ?
કિ દીપતેલ મિ સીર ધર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૩
કિ મિ ગોર ન પૂજી રંગિ ? કિ ઊથાપ્યા સિવનાં લિંગ ?
કિ સિવચર્ણોદક મસ્તકિ ધર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરૂં ? ૪૨૪
કિ ગોચર ભાજી વાવી સાલિ ? કિ આપી ધરા લીધી ઉલાલિ ?
કરતા ધ્રત તાંહાં વિઘ્ન આચર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂં કરું ? ૪૨૫
કિ મિ ભાન્યૂં કરતા દાન ? કિ મિ વિપ્ર કર્યા ઊપમાન ?
ગાય વેચતાં માઠૂં કર્યૂં ? અરે દૈવ ! હવે સ્યૂ કરુ ? ૪૨૬
કિ મિ ભાજી તીરથઘાટ ? કિ મિ ઊથપ્યા ગોરે ટા ઘાટ ?
કિ મિ સત્ય વચન પરહર્યૂં ? અરે દૈવ હવે સ્યૂં કરું ? ૪૨૭

---

૪૧૬—ગ-ઉત્તરાર્ધ પ્રથમ ચરણ 'કિ મિ અસ્યૂં અણૂઝૂં આચરૂં ?' ૪૧૯—ગ-'દ્યૂતકર્મ' બદલે 'ધૂતપણૂં.' ૨૦—ગ પૂર્વાર્ધ બીજું ચરણ 'કિ પરનીત કરી અન્યાયિ'

કિ મિ વિપ્ર લગાડયા પાય? કિ મિ પાણી પીતી વાલી ગાય?
કિ મિ ગુરુવચન પરહર્યું? અરે દૈવ! હવે સ્યૂં કરું? ૪૨૮

દૈવ! દૈવ! કહી ટલવલું, નીર વિના મુખ સૂકૂં ગલું;
હંસા વિચારિ હૃદય મઝારિ: "હવિ હું રોજી તે ઉધારિ! ૪૨૯

લવણ્યા વાસ્યા વિહાણી રાતિ, અવર પુરુષ મૂઝ દેખિ જાતિ;
પિરિ કરી એહનિ પરહરું, યત્ન કરી જાતિ ઊગરું. ૪૩૦

હંસાવતી લક્ષણ બત્રીસ, હૈયામાહિ રાખી રીસ;
આગલિ આવ્યૂં એક જ ગામ, સરોવરપાલિ નિ ઉત્તમ ઠામ. ૪૩૧

હંસા કહિ: ઊત્તરીઅ ઇહા, આગલિ ભોજન કરસ્યૂં કિહા?"
અશ્વ ઊતરી હંસા રહિ, ઊભી પાલ્હા આગલિ કહિ: ૪૩૨

"વચન એક સાચૂં સાંભલુ, મન મૂકી મઝ સાથિ મલુ;
આ ઘોડા કેરો અસવાર કિહાં ગયો તે કહો નિરધારિ." ૪૩૩

"કિહિ કાઢિઊં: "સાચૂં કહું, છતી પોલિ બિઠો રહું;
એક અસવાર આવ્યો અતિ વલ્યો, તે ઘડી દોહોદખિ ઊભો રહ્યો. ૪૩૪

ચપલ ગતિ જોઇ દિસ ચ્યાર, જિમ પરનારી ઊપગિ જાર;
અમ આગલિ આણ્યો તોખાર, મિ ઊઠીનિ કીધૂં જૂહાર. ૪૩૫

તેણિ મઝનિ ઇમિ જ કહ્યો, 'માહારો સાથી ગઢમાંહિ ગયો;
વાગ વાજિ ધરુ જો તુમ્હે, સાથીનિ લેઇ આવું અમ્હે.' ૪૩૬

રાઊત ગયો મઝ આપ્યો તુરી, લોભિ માહારી મતિ જ ફરી;
મિ મનમાહિ વિમાસણ કરી: એ ઘોડો જાઉં હું હરી. ૪૩૭

થઈ અસવાર ચલાવૂં જિમ, તતક્ષણ તુમ્હે પધાર્યાં તિમ;
ચઢા વેગિ હકાર્યો તુરી, આપણ બેહૂ આવ્યાં નીસરી." ૪૩૮

---

૪૩૦—ગ–વિહાણી રાતિ' ને બદલે 'થયૂં પ્રભાતિ.' ૪૩૩—ખ–કડી આ ૪૩૩ થી ૪૩૯ નથી. ૪૩૫—ગ–પૂર્વાર્ધ: 'ગતિ' બદલે 'દષ્ટિ.' 'દિસ ચ્યાર' બદલે 'દસદિશિ." 'જાર' બદલે 'મોહ.'

હંસાવતી હઇંઇ ગહિગહિઃ 'અરે દુષ્ટ! મૂઝ કા છેતરી?'
દૈયામાહિ ન માઇ તાપ, સરલિ સ્વરિ કરિ વિલાપ! ૪૩૯

પૂર્વછાયુ: રાગ ગોડી

"હૈ! હૈ! દૈવ! નિ સ્યૂં કર્યૂ? આમ કા નાખ્યા હો રાનિ?
કનક મોહાવ્યૂ રે કાગનિ! માણિક્ય મીનીનિ કાનિ! ૩૪૦
રુદન કરે રે હસાવતી, કૂઅરિ કરિ રે વિલાપ;
પીળ પરદાગિ છેતર્યો, કેહી પિરિ રાખું રે આપ? ૪૪૧
રુદન કરે રે હંસાવતી!

નિર્મલે કુલમા હું ઊપની, કર્મે દીધી ઊપરાટિ;
સ્યાંસ્યા દુઃખ રે મઝ સાભરિ, દૈયડા! હવિ સિ ન ફાટિ? રુદન. ૪૪૨
સરીરમાહિ મગડી બલિ, ચિહૂ પક્ષિ લાગી રે આગિ!
દેહ પડિ દુઃખ વીસમિ, ધરતી! દેજે રે માગ! રુદન. ૪૪૩
અગ્નિ અભિતર ઊછલિ, હઈડિ લાગી રે ઝાલ!
જિમ પય ઊકલતૂં રે ઊલટિ, ઊપરિ વાધી રે ઝાલ! રુદન. ૪૪૪
હંસાહૈયડૂં ઈમ ઊલટિ, જિમ નદી આવિ રે પૂરિ!
વિક્રમચરિત્ર વિછોહિયા! નિ મહિયર મેહેલ્યૂં રે દૂરિ! રુદન. ૪૪૫
મહિયરમાંહિરે માલ્હતી, રમતી સહિયર સાથિ;
મનસ્યૂં માડી રે ભોલાવતા, ઈમિ નીગમતા દિનરાતિ! રુદન. ૪૪૬
મૂઝ મુખ માડી નીહાલતાં, કહિતાં કૂઅરીસોભાગ;
પુરુષ પનોતો કો પામસિ જેહનૂં હોસિ રે ભાગિ! રુદન. ૪૪૭
લખ્મણ કહિ તા પરણાવીઇ નિ દાજી કહિતાં રે નાથ;
આ રતન પરઘરિ દીજ્યે તો દિન કેહી પિરિ જાય? રુદન. ૪૪૮
કહિતાં નૃપતિ ન પામીઇં, લેહેતાં હંસાનૂં રે નામ;
પરઘરિ જાસિ રે પદમિની, કેહી પિરિ રહિસ્યૂં રે સ્વામ! રુદન. ૪૪૯

---

૪૩૯—ખ-નથી. ગ-'ઉત્તરાર્ધ': 'સરલિ સ્વરિ' બદલે 'સરવે સાદે.'
૪૪૦—ખ-કડીઓ ૪૪૦ થી ૪૭૦ નથી. ૪૪૩—ગ-ઉત્તરાર્ધ: 'વિસમિ' બદલે 'વિસરિ.' બીજું પદ: 'માતા ધરતી! માગ.'

મહિયર મેહેલી નીસરી, કાંઈ ન સીધું રે કાજ!
પુહોક ન આધો હાથિ બલી, રાત્રંબક લાગી રે લાજ. રુદન. ૪૬૧
ટીલડું બિહૂં રે તાતનિ, ચોખિ કુલિ લાગી રે લાખ;
માચી બિહા રે મૂઝ થકી, આંપણુ લાગૂં રે સાખ! રુદન. ૪૬૨
મિ મન જાણૂં રે માહારિ ધર્મ ન કીજિ રે લોપ;
જે વર પહિલૂં રે આદર્યો તે કિમ કીજિ રે લોપ? રુદન. ૪૬૩
હંસા હઇઉં ઇમિ ઊલટિ, યમ સાયર વાધિ વેલિ;
સહી કો સાચૂં રે જાણજ્યો, એ કારણ લાગૂં રે કેલ. રુદન. ૪૬૪
ચિહૂ પક્ષ સૂધી રે પદમની, જેહેવું ગંગાનૂં તોય;
લાંછન લાગૂં રે લાછિનિ, હવિ કર્મ કરિ તે હોય. રુદન. ૪૬૫
યત્ન કરું હવિ સૂં લવું? જેણી પિરિ રાખું રે જાતિ;
દિવસ થયો કો દેખસિ, તે વાત જસિ ખંલાતિ. રુદન. ૪૬૬
રુદન કરિ હંસાવતી, કૂંઅરી કરિ વિલાપ;
પીઉ પરહારિ છેતર્યો, કેહિ પિરિ રાખું રે આપ? રુદન. ૪૬૭
સુખિયા! ગર્વ રખિ કરો, દુઃખિયાં! મ ધરસ્યો રે શોક;
કીધાં કર્મ ન છૂટિયે, ઇમિ જાણી આણો સંતોષ. રુદન. ૪૬૮
હંસા હૈયૂં દૈઢૂં કરી ધારણિ રાખૂં રે અંગ;
દુઃખ પૂઠિ સુખ પામીઈ, જુ તૂઠે સંકરગંગ. રુદન. ૪૬૯
સત્ય ન ચૂકી રે સાધવી, પોહોતી મનની રે આસ;
પતિસુખ પામી પદમિની કહે મદસૂદન વ્યાસ. રુદન. ૪૭૦

ચઉપઈ

હંસાવતી મનિ છાંડ્યો શોક, રુદન કરું તો દેખિ લોક;
મુખ ધોઇનિ ઊભી રહિ, પાહાલા આગલિ હંસા કહિ. ૪૭૧

---

૪૬૪—ગ-પૂર્વાર્ધ નથી. ઉત્તરાર્ધ: 'લાંછન લાગૂં રે લાંછનિ કર્મ કરિ તિ હોય.' ૪૭૦—ગ-' સાધવી ' બદલે ' સુંદરી.'

આપા ટંકા હેમના સાત, " જાઉ પાહાલા ! તુમ્હે લાવો ભાત. "
પાહાલો તો નગરમાં જાય, બચકિથી કાઢી કલાય. ૪૭૨
પિહિરૂં પુરુપતણો સણગાર, રુપતણો નવિ લાભિ પાર;
આદું ખેડું અચાસણ લીદ્ધ, તવ પલ્હાણી ગાઢેરી કીદ્ધ. ૪૭૩
ગંગાજલનિ લાગી પાય, ગંગયમુનાસંગમ જાય;
પાય પાગડિ થઈ અસવાર, ભવિભવિ વિક્રમચરિત્રભરતાર ૪૭૪
પૂર્વ દિસિ કીધૂં પઈયાણુ, જહીં ઊગમતો દીસિ ભાણુ;
પવનવેગ તુરી સંચરિ, દિનદિન દેસાઊર સંચરિ. ૪૭૫
ઇમિ કરતા દિન ગયા બિચાર, મહાવનમાહિ ગયો તોખાર;
ઊંચા પર્વત, વિસમા ઠામ, તિહા કહીં નવિ દીસિ ગામ. ૪૭૬
રાનવગડ નિ ડંડાકાર, વિસમા વાઘ કરિ ખૂંખકાર;
હસાનં દઇઊં ગહિગયું, "અરે દૈવ ! હવિ કિમ કરું ! " ૪૭૭
ગંગાજલ વેગિ દડવડિ, પડધાઈ પર્વત ગડગડિ;
નાકફરેરું ઈણિ પિરિ કરિ, ત્રાઠો સિંહ પાછા પગ ભરિ. ૪૭૮
ઇમિ કરતાં વનિ થયૂં અસૂર, માહાવનમાં આથમિઊ સૂર;
જોતા કહીં નવિ સૂઝિ વાટ, કૂંઅરી અંગિ ધરિ ઊચાટ. ૪૭૯
આવ્યૂં એક સરોવર સાર, વૃક્ષતણો નવિ લાભિ પાર;
વારૂ વડ અનોપમ ઠામ, તિહા હંસા કીધો વિસરામ. ૪૮૦
આગલિ અશ્વતણો આધાર, હઇડામાહિ શ્રીવિશ્વાધાર;
પદ્મનાભનું ચિંતન કરી વડનિ ચડિ બિઠી ઊતરી. ૪૮૧

---

૪૭૨—ખ-આ કડી નીચે મુજબ છે:—
'લો દ્રામ લીઈ આવો ભાત, હેમટકા આપા છિ સાત.
જાવ પાલો ગામમાંહિ જાય, તાંહાં......છોડી કલાય.'
૪૭૫—ખ-કડીઓ ૪૭૫ થી ૫૫૬ નથી. ગ-' પઈયાણુ બદલે ' પર્યાણુ.'
૪૭૬—ગ-ઉત્તરાર્ધ: ' તિહાં કહીં.' ને બદલે ' ચાહો પક્ષિ.'
૪૮૧—ગ-ઉત્તરાર્ધ: 'ઊતરી' બદલે 'સુંદરી.'

તેણિ વડિ ગરુડપક્ષીનો વાસ, બિઠો કરિ છિ લીલવિલાસ;
ચ્યાર પુત્ર તેહેનિ વિખ્યાત, ચિહૂ દિસિકેરી લાવિ વાત. ૪૮૨

પુત્રનિ પિતા કરિ આદેસ, ઘણા દિવસ વહી ગયા પ્રદેસ;
તીણિ રાતિ ઊલટ ભરિ, ચ્યારે પુત્ર પધાર્યા ઘરિ. ૪૮૩

માતપિતાનિ ચરણે નમ્યા, પ્રણામ કરીનિ વડ વીસમ્યા;
"વડા પુત્ર!" પૂછિ ખગરાજ, "કેહિ દિસિથી આવ્યા આજ?" ૪૮૪

"હૂં આવ્યો ઊજેણી ભણી, તિહા વિક્રમાદિત્ય નરવીર ધણી:
તેહેની આણ પ્રવર્તિ જિહા, દુખ્યદારિદ્ર નવિ દીસિ તિહા. ૪૮૫

રાણી એક તણિ રાજાન, સત્યવતી તેહેનૂં અભિધાન.
પુત્ર ભણિ, "સાભલ તાત! તે ઘરિ દુઃખ પડ્યૂં જીનપાત. ૪૮૬

તે રાણીનિ હૂતૂં પુત્ર, તેહેનૂં નામ વિક્રમચરિત્ર;
સોલ વરસ અંતેઉરમાહિ, ચોદ વિદ્યા ભણાવ્યો રાય. ૪૮૭

એક વાર દીઠો રાજાન, અતિ આનંદ્યો હર્ષ નિધાન;
કન્યા સોધાવિ પદમની, એ વર સમોવડિ ભામિની. ૪૮૮

રાજાનિ રઢિ લાગી હોડ, મૂઝનિ છિ તે વહૂનો કોડ;
ત્રંબાવતીઇ ગયો પરધાન, ત્રંબસેન ભેટ્યો રાજાન. ૪૮૯

તેહેનિ ઘરિ છિ કન્યા સાર, તેસ્યૂં લગન કર્યૂં નિરધાર
અવધિ કરી માસદહાડા તણી મંત્રી આવ્યો રાજા ભણી. ૪૯૦

ઊજેણી જઈ પોહોતો ભલો, વિક્રમાદિત્યનિ આવી મલો;
દિવસ ઘણેરા લાગા વાટ, રાજાનૂં મન ભાજૂં નાટ. ૪૯૧

તવ તેહેનિ દીધૂં ઊપમાન, રાજછેહ કીધો પરધાન;
રાજાનિ નવિ છાંડી રીસ, તેતલિ દિનૈ વહિ 'ગ્યા' ત્રીસ. ૪૯૨

---

૪૮૨—ગ-પૂર્વાર્ધ બીજું ચરણું: 'બિંઠા' મંદિર કરિ નિવાસ.' ૪૮૭—ગ-ઉત્તરાર્ધ: 'સોલ વરસ' બદલે 'ચૌદ વરસ.' ૪૮૮—ગ-'હર્ષ'-નિધાન' બદલે 'બુધ્યનિધાન.' ૪૯૧—ગ-ઉત્તરાર્ધ: 'વાટ'ને બદલે 'માટ.'

તે કન્યાનિ વિરહિ કરી તે વર ગ્યોછિ નીસરી;
તેહેની મા અતિ કરિ વિલાપ, કૂંઅરનિ સોધાવિ બાપ. ૪૯૩
સોધ્યાં ગઢમંદિરપ્રાકાર, સોધ્યા પાખલિ પોલિપ્રકાર;
સોધ્યા મઢમેઢીમાલિયાં, સોધ્યાં ગોખિ જડિત જાલિયાં. ૪૯૪
સોધ્યાં અંતેઊરીનાં ઠામ, સોધાવ્યાં રાઊતનાં ગામ;
સોધ્યાં ગોગજ નિ ગોઝારં, સોધ્યા મુહુલક ઈસી નિ ચ્યાર. ૪૯૫
સોધ્યાં પાખલિ ફરતાં પરાં, સોધ્યાં તાલિમખાનાં ખરાં;
સોધ્યાં મોહોર મસાણી તણાં, સોધ્યાં બંદીજન ભામણા. ૪૯૬
સોધ્યો પરધો નિ પરધાન, સોધ્યાં પાખલિ ફરતાં રાન;
સોધ્યાં નગર નદીતટ બેટ, સોધ્યાં વનગહ્વરનગઍટ. ૪૯૭
સોધ્યાં પુરપાટણપ્રાસાદ, સોધ્યા યતિતપી આમર્યાદ;
બ્રહ્મચારીયોગીની ગુફા, સોધી સવિ પર્વતની શિખા. ૪૯૮
સોધ્યા ગઢમંદિરપોસાલ, સોધ્યા દેઊલ દસ દિકપાલ;
સોધી સિવસાલા સમસાન, સોધ્યાં આદિસક્તિનાં ઠામ. ૪૯૯
સોધી વાડી નિ વાવરા, સોધી જડ વડકેરી જટા;
સોધ્યા અરહટ નિ આરામ, સોધ્યાં વિકટ વિસમાં ઠામ. ૫૦૦
ઈમ સઘલિ સોધાવૂં સહી, કૂંઅરકેડિ ન લાભિ કીહી.
સત્યવતી સરલ સ્વરિ રોય, ઊપરિથી અંતેઊરી જોય. ૫૦૧
રાણી સહૂ રાખવા જે મિલી ત્રણિસે નિ સાઠિ આગલી;
અબલાના ઊધસ્યાં મન, રૂદિ કૂટિ નિ કરિ રુદન. ૫૦૨
રાજા ચાલી આવ્યો બારિ, સંતોષી રાખી સવિ નારી;
સહૂકો નારી અવાસિ ચડી, રાનિ વાત વીસારિ પડી. ૫૦૩

---

૪૯૫—ગ-'ગોગજ' નિ 'ગોઝાર'ને સ્થળે 'ગોમટ નિ ગોમાર.' ૪૯૬—ગ-પૂર્વાર્ધ: 'ફરતાં પરા' બદલે 'ફરતાં ગામ.' "તાલિમખાનાં ખરાં" બદલે 'નદીતટ નામ.' ઉત્તરાર્ધ: "સોધ્યાં ગોપ્ય અગોચર તેહ, સોધ્યાં વનગોચર તિ જેહ" ૪૯૭—ગ—નથી. ૫૦૩—ગ—ઉત્તરાર્ધ: ચરણ ઊલટાસૂલટી છે.

સુંભનિસુંભતણા બલ ઘણા, ઊજડ નયર કર્યાં સુરતણા;
તેહેતણો કીધો સંહાર, ત્રિભુવન વર્ત્યો જયજયકાર. ૫૧૬
સૂરયરાયનિ તૂઠી જહીઈ, સપ્તસતી તો માન્યા તહીઈ;
બ્રહ્માવિષ્ણુસિવ તેહેનિ ધ્યાઈ, સકલ વિશ્વની કહીઈ માય." ૫૧૭

વિપ્ર વદિ "રાણી' સાંભલો, જો વિશ્વાસ હુઇ અમતણો;
તો આરાધો એકમના થઇ, વિક્રમચરિત્રસુત મિલસિ સહી." ૫૧૮
સત્યવતીઇ વ્રત આચર્યૂં, અન્નનીર અહિનિશિ પરહર્યૂં;
પુત્ર ભણિ "સાભલો તાત' હૂ આવ્યો તિ દિસિનિ વાત." ૫૧૯

બીજાનિ પૂછિ ખગરાજ. "કેહી દિસિથી તુમ્હે આવ્યા આજ?"
"હૂં આવ્યો પશ્ચિમ ગુજરાતિ, વાત અસંભવ છિ અમ તાત! ૫૨૦
વડી વેલાઊલ ત્રબાવતી, ત્રબસેનરાજા ભૂપતિ;
હંસકુઅરી તેહેનિ બેટી થાય, તે દીધી કનુજહ રાય. ૫૨૧
કન્યા હૂતિ રૂપનિધાન, અતિઆનંદસૂં આવી જાન;
સેન્યા છત્રચમરઝમકાર, આવ્યા ભડ ભૂપતિભૂપાલ. ૫૨૨
જાન ઊતારી સાયરગેટ, વર રાખ્યો લઇ મંડપ હેઠિ,
અર્દ્ધબિંબ સુર આથમિ, લગનતણો તો હૂર્ણો સમિ ૫૨૩
રાણી મિલી કરિ પુર્હ્ણખણા, અનેક પિરિ હૂઈ પેખણા;
અર્ધ કરી બિસાર્યો રાય, ત્રબસેનરાય પખાલ્યો પાય. ૫૨૪
પાખલિ ભાટ કરિ જયકાર, વિપ્રતણો નવિ આવિ પાર;
અનેક છત્રપતિ ઊભા રહ્યા, કન્યા જોવાનિ ગઢમા ગયા. ૫૨૫

ઊલટભેર સજાઈ કરી, તેતલિ કુણિ કન્યા હરી;
કન્યારથાનક આવી દસી, મંડપમાહિ પડિઉ ત્રાસ. ૫૨૬
વરરાજા પાછૂ ઊહિઉ, છાડી પાટ ઊતારિ ગયૂ,
મોહોટૂં દુખ પડૂં મહારાજ, વડા માણસમા લાગી લાજ. ૫૨૭
રાજમાહિ મહૂ ઝાખૂ થાય, કુંઅરીનિ સોધાનિ ગાય.
ઘર, પુર, મંદિર, મેહેલ, અવાસ, વનવાડી નિ ઊવટ વાસ. ૫૨૮

સત્યવતી કેરો પરિવાર, તેહેનિ દુઃખ પડ્યું અપાર;
વિપ્ર એક દીઠું આવાસિ, જાણિ ઊતરી આવ્યો આકાસિ! ૫૦૪
તેણિ અતિપ્રસસા કરી, સીખામણ બોલ્યો વિસ્તરી;
હરિશ્ચંદ્રરાજાની કથા તે વિસ્તરી બોલ્યો તથા ૫૦૫

દમયંતી નિ વીતું નવરાય, તેહતણું બોલ્યો. મહિમાય;
ગાધારીનિ સુ સૂત હતા, બીમિ મારી ચૂર્યા જીવતા. ૫૦૬
માતપિતાનિ વીતૂ અત્ય, શ્રવણ હણ્યો રાજાદશરથ;
બ્રહ્મસ્રાપનો મોહોટો રોગ. રાજા પામ્યો પુત્રવિયોગ; ૫૦૭

શ્રીભાગવતનૂં સમૂલૂં હતૂ, તે રાણી આગલિ નિશ્ચિ કથ્યૂં;
સત્યવતી રાણી ઇમિ વદિ, " માહાદુઃખ છિ તે મૂઝનિ રદિ ૫૦૮
વાડવ! તુમ્હનિ લાગું પાય, કાંઇએક ઊત્તમ કહો ઊપાય;
જેણિ પ્રકારિ મહાદુઃખ ટલિ, વિક્રમચરિત્રસૂત વહિલો મલિ." ૫૦૯

વલતો વાડવ કરિ વિચાર, સઘલી સેવામા જે સાર.
"સત્ય સનાતન હૈયડિ ધરો, આદિભવાનીનૂં વ્રત કરો. ૫૧૦
પૂર્વિં જેણિ સેવી સિવા તેહેનિ પુત્ર હૂવા અભિનવા,
નવરાત્રિની માડી સેવ તેહેનો પાર ન જાણિ દેવ ૫૧૧

કરો ઊપવાસ અનિ જાગ્રણ, કાલી ઊપરિ રાખો મન્ન;
દીપ, દાન નિ પ્રાતઃસ્નાન, દિનદિન કરજ્યો ચઢતિ ધ્યાન. ૫૧૨
આઠ ઉપવાસ નિ નવમી રાત્રિ, સકલ હોમ કીજિ પરભાતિ;
માઘ ચૈત્ર નિ અશ્વનતણા તેહેના મહિમા છિ અતિઘણા. ૫૧૩

અત્રનારી અનુસૂયા નામ, રેવાતટ કીધૂં તપધ્યાન;
આદિસક્તિની કીધી સેવ, તેહેનિ ઊદરિ હૂવા ત્રણિ દેવ. ૫૧૪
મધુકૈટભ જાં માર્યો જેહ, વિધાતાનિ તુઠી તેહ;
મહીસાસુરનો ફેડ્યો ઠામ, સમસ્ત દેવના કીધા કામ. ૫૧૫

---

૫૦૭—ગ-'રોગ' બદલે 'સોગ !' 'પુત્રવિયોગ' બદલે 'ત્રયવિયોગ.'
૫૧૪—ગ-ઉત્તરાર્ધ: 'તેહેનિ પુત્ર હૂવા ત્રયદેવ.'

સુંભનિસુંભતણાં બલ ઘણાં, ઊજડ નયર કર્યાં સુરતણાં;
તેહેતણો કીધો સંહાર, ત્રિભુવન વર્ત્યો જયજયકાર. ૫૧૬
સુરયરાયનિ તુઠી જહીઈ, સપ્તસતી તાં માન્યાં તહીઈ;
બ્રહ્માવિષ્ણુસિવ તેહેનિ ધ્યાઈ, સકલ વિશ્વની કહીઈ માય." ૫૧૭
વિપ્ર વદિઃ "રાણી ! સાંભળો, જો વિશ્વાસ હુઇ અમતણો;
તો આરાધો એકમનાં થઇ, વિક્રમચરિત્રસુત મિલસિ સહી." ૫૧૮
સત્યવતીઇ વ્રત આચર્યું, અન્નનીર અહિનિશિ પરહર્યું;
પુત્ર ભણિઃ "સાભલો તાત ! હું આવ્યો તિ દિસિનિ વાત." ૫૧૯
બીજાનિ પૂછિ ખગરાજઃ "કેહી દિસિથી તુમ્હે આવ્યા આજ ?"
"હું આવ્યો પશ્ચિમ ગુજરાતિ, વાત અસંભવ છિઅમ તાત ! ૫૨૦
વડી વેલાઊલ ત્રંબાવતી, ત્રંબસેનરાજા ભૂપતિ;
હંસકુંઅરી તેહેનિ બેટી થાય, તે દીધી કનુજહ રાય. ૫૨૧
કન્યા હુતિ રુપનિધાન, અતિઆનંદસ્યું આવી જાન;
સેન્યા છત્રચમરઝમકાર, આવ્યા ભડ ભૂપતિભૂપાલ. ૫૨૨
જાન ઊતારી સાયરએટ, વર રાખ્યો લઇ મંડપ હેઠિ;
અર્દ્ધબિંબ સુર આથમિ, લગ્નતણો તાં હૂઉ સમિ. ૫૨૩
રાણી મિલી કરિ પુહૃંખણાં, અનેક પિરિ હૂઈ પેખણા;
અર્ઘ કરી બિસાર્યો રાય, ત્રબસેનરાય પખાલ્યો પાય. ૫૨૪
પાખલિ ભાટ કરિ જયકાર, વિપ્રતણો નવિ આવિ પાર;
અનેક છત્રપતિ ઊભા રહ્યા, કન્યા જોવાનિ ગઢમા ગયા. ૫૨૫
ઊલટભેર સજાઈ કરી, તેતલિ કુણિ કન્યા હરી;
કેન્યારયાનક આવી દસી, મંડપમાહિ પડિઊ ત્રાસ. ૫૨૬
વરરાજા પાછું ઊઠિઊ, છાડી પાટ ઊતારિ ગયું;
મોહોટૂં દુઃખ પડું મહારાજ, વડા માણગમાં લાગી લાજ. ૫૨૭
રાજમાહિ મહૂ ઝાંખ્યૂં થાય, કુંઅરીનિ સોધાવિ ગયઃ
ઘર, પુર, મંદિર, મોહોલ, અવાસ, વનવાડી નિ ઊવટ વાસ. ૫૨૮

ગરુ ગુફા નિ ગહ્વરગિરિ, ચોરાચહુટાં જોયાં ફરી;
ઇમિ સઘલિ સોધી કૂંઅરિ, કો ન જાણિ કોણિ હરી. ૫૨૯
ત્રંબસેનનિ લાગી લાજ, ખાંપણ લાગૂં સઘલી સાખ;
ભીમકરાનો ભાગો મોડ, જિમ હણ્યો તરૂઅરનો છોડ. ૫૩૦
ક્ષણિક્ષણિ તેહનૂં તન આવટિ, પૂનિમથૂ જ્યમ સસિહર ઘટિ;
નગરમાહિ હૂતો રંગ, ઘરિઘરિ પડિઉં મોહોટો ભંગ. ૫૩૧
ટોલિ મલિયા ઠાકુર સવિ, ભીમકરાજાનિ પ્રીછવિ;
રાનૂં મન ન આવિ ઠામિ, 'હૂં પાછો નવિ આવું ગામિ.' ૫૩૨
તે કન્યાનિ વિરહિ કરી, તે રાજા કહીં ગયો નીસરી."
ગરુડપુત્ર પ્રણમ્યા પગતાત, દિસિ આપણી નિવેદી વાત. ૫૩૩
"ત્રીજા પુત્ર! કહો તમ્હતણી, "હૂં આવ્યો કનોજહ ભણી;
તિહાં મંગલ મોહોટો માહારાજ, તેહેનિ લાગૂં લાંછન આજ. ૫૩૪
પુત્રતણિ પરણેવા કાજિ, અતિઊછાહ કર્યો માહારાજ;
ત્રંબાવતીઇ પોહોતી જાન, ત્રંબસેને બહૂ દીધાં માન. ૫૩૫
લગ્નરાશિ વર ટોડિ રહ્યો, તેતલિ કો કન્યા લેઇ ગયો;
વાત સાંભલી મંગલરાય, વિરુઈ વાત તે વેહેલી જાય. ૫૩૬
તેહેનો સોક ન જાઇ કહ્યો, લાગી લાજ નિ કૂંઅર ગયો;
ઇમિ અસુભે ભરિ જાન, જિમ દાધૂં આવિ સમસાનિ. ૫૩૭
રાજદ્વારિ કરિ સહૂ સોક, જિમ મુખદર્શન આવિ લોક;
મુઆતણો તાં મારગ એક, ગ્યાનૂં દુઃખ ન આવિ છેક. ૫૩૮
તે રાજાનિ માહાદુઃખ પડૂં, ઘણૂં ગહન આવિ હઇડિ ચડૂં;
તેહતણિ છિ પ્રોહિત એક, તેણિ વચન કહ્યાં વિવેકઃ ૫૩૯
"રાજ! કહૂં અમારૂં કરો, અસોકવ્રત વેગિ આચરો;
અશ્વન સુદિ તેરસિનિ દિન, માંડો વ્રત નિ છાંડો અન્ન. ૫૪૦

---

૫૨૯—ગ-'ગરુ' બદલે 'ગુહ.' ૫૩૪—ગ-ઉત્તરાર્ધ: બીજું ચરણ 'તેહેનિ કેહેવી લાગી લાજ.' ૫૩૬—ગ-'વિરુઇ' બદલે 'વરવી.' ૫૩૮—ગ-ઉત્તરાર્ધ નથી.

મૂરખ કેરી દેહી અસી, દીવા વિના જ્યમ મંદિર નિસિ;
નર વિના નારી સતી યથા પુત્ર પાખિ ઘર સનૂં તથા. ૫૫૧+૧
એહેવો જાણી રા ગયો પ્રયાગ મનમાહિ આણી વૈરાગ;
તજી રાજ ત્રિવેણી ગયો, કરવત મેહેલાવા સજ થયો. ૫૫૨
આકાસવાણી તવ ઈમ હવીઃ "મ કરિ ઘાત તુઝ જીવતણી;
ધર્મપુત્ર તૂં કરિ રાજન! વિણખૂટિ કાં કાઢિ પ્રાણ?" ૫૫૩.
તે રાજા પાછો ઘરિ ગયૂં, "ગરુડ ભણિ હૂં આંહાં આવિઊં;
"પૂરવ દિસિ કેરી એ વાત, તે સાંભલી હૂં આવ્યો તાત!" ૫૫૪
પિતા આગલિ જે કૂંઅર ભણિ, વડ તલિ બિઠી કૂંઅરી સુણિ;
હવૂં પ્રભાત, પલ્હાણ્યો તુરી, ઘોડા ઊપરિ ગઈ નીસરી. ૫૫૫
કૂંવરી હઈઇ વિમાસિ વાત, હાકી નહિ રહિ માહારી જાતિ;
જઈ કરવત મેહેલાવું આજ, તો કાંઈ આગલિ સીઝિ કાજ. ૫૫૬
પ્રાયાગિ જઈનિ કીધૂં સ્નાન, બ્રાહ્મણનિ બહૂ દીવા દાન.
દાન દેઈ જઇ ઊભી રહિ, "માથે કરવત મેહેલો" કહિ. ૫૫૭
તીહાં બ્રાહ્મણ પલિયા દસવીસ, એ લઘુ કૂંઅરનિ છિ રીસ;
એક ઊજાણો રાજા ભણિ, અમ્હનિ આપો વધામણી. ૫૫૮
એક રાજકૂંઅર અતિરળીઆમણો, અર્થહેમ તેહેનિ અતિઘણો;
ઊતાવલો તે આવ્યો ગંગ, વેણીમાહિ પખાલૂં અંગ. ૫૫૯

૫૫૨—કખ-'ત્રિવેણી' ને સ્થાને ગમાં 'વેણીમાંહિ' ૫૫૫—ગ-કડી નીચે મુજબ છે 'હંસા હઈઇ આવી વાત, ઈમ કરતાં તિ થયૂં પ્રભાત;
થઇ અસવાર હકારો તુરી પ્રયાગમાંહિ ગઈ સુંદરી.'
૫૫૭—ખ-ગ-આ કડી નીચે મુજબ છેઃ-
'પુહુતી જઇ પ્રયાગગઝારિ બ્રાહ્મણ વેદન્ત અલ્ંકારી;
દેઇ ધન જવ ઊભી રહિ 'માથિ કરવત મેહેલુ' કહિ.
૫૫૮—ખ-ગ-'બ્રાહ્મણ'ને બદલે 'માણસ' 'લઘુ' ને બદલે 'વાધ.' ગ-'ઊજાણો' બદલે 'તિ ગયૂં.' ૫૫૯—ખ-'રાજપુત્ર' ને બદલે 'રાજા' ઉત્તરાર્ધ' નથી.

કરવત મેહેલાવિ સ્યા ભણી ? લો તપાસ તમ્હો આહિ છિ ધણી."
રાજાતણો હકારો ગયો, કૂંઅર ઊઠી ઊભો થયો. ૫૬૦
" રાઊત! તમ્હોનિ તેડિ રાય, " ગંગાજલ તિહા લેઇ જાય,
રાજા દેખિ કુંઅરરુપ, માન દેઇ બોલાવિ ભૂપ. ૫૬૧
અતિઆદર આપ્યૂ એમણૂં, હંસકૂંઅરી મુખિ બોલિ ઘણૂં;
રાજા રિદય વિમાસિ ઘણૂ, તેજ અસંભમ કૂંઅરતણૂ. ૫૬૨
ગુરુ આગલિ રાજા ઇમ કહિ, " પાલિકપુત્ર એ અમ્હ ઘરિ રહિ.
ધર્મપુત્ર કરિ પાલુ એહ, રુડિ રાજ્ય બિસારું તેહ. " ૫૬૩
ગુરુ કહિ, " રા ' સાભલિ વાત, એ પાલિ તાહારિ કુલ માત;
એ ઊધરિ કુલ આપણૂ, રાજા વલી મ પૂછિસ ઘણું." ૫૬૪
ગગાજલ લેઇ આવ્યો રાસિ, કૂંઅર તેડયો માહિ આવાસિ;
રાણીહર ગલિયાયત થાય, કૂંઅર ભણી તિ જોવા જાય. ૫૬૫
" જો રાજા ! તમ રાખિ કાજ, કૂંઅરનિ બિસારો રાજ; "
હંસાનિ બિસારી સોય, કૂ અર વધાવિ સહુકોય. ૫૬૬
દેસમાહિ જણાવૂં જાણ, કૂ અરનિ વરતાણિ આણ,
કરવત રખિ જ મેહેલી કોય, અણપૂછી હિંસા એ હોય. ૫૬૬–૧

ચઉપઈ

પ્રથમ વાત જે પાલ્હાતણી, સાત સુખડી લાવ્યો ધણી,
'સોનઈયા રયૂ જાણિ ગમાર ? ગર્દભ સિરિ સૂકડિનો ભાર ! ૫૬૭

---

૫૬૦—ખ-પૂર્વાર્ધનું બીજું ચરણ 'લીરૂ તપાસ તમ્હો તેહતણી'
૫૬૧—ખ-પૂર્વાર્ધ પછી નીચેની અર્ધી કડી છે—
'સેવક મિલા નિ લીઇ ગયા, રાજા આગલિ ઊભા રહ્યા.'

૫૬૨—ખ-કડીનો ઉત્તરાર્ધ નીચે મુજબ છે —
'રાજકૂઅર સાંભલિ રાય, એહ કૂંઅર બેટાની ઠાય'
૫૬૩—ખ-કડીઓ ૫૬૩, ૫૬૪ નથી ૫૬૬—ક-આ પછીની કડી નથી
તે 'ખ' ને 'ગ' માંથી સ્વીકારી છે ૫૬૭—ખ-નથી

બગ બાપડો હંસગતિ સંચરિ, કોયલનો સ્વર કાગ જ કરિ;
પાહાલામનિ વિમાસણ ઘણી, કર્મરેખા ન દેખિ આપણિ. ૫૬૮
પાહાલો કહિ, " અન્ન દુ અમ ઘણું, બિહાં કર્મ ફૂટ્યૂં અમ્હતણું;
વામા વાહન બિહી મઝ સાર, વારુ અંગતણો સણગાર." ૫૬૯
પાલ્હોરાઊત નગરમા જાય, વડી વ્યણજ ચહુટિ વસાય;
દોસીહાટિ પોહોતો ગમાર, " મિહિતા! વસ્ત્ર દેખાડો સાર." ૫૭૦
મિહિતિ વસ્ત્ર દેખાડયાં જેહ, પાલ્હાસિર ન સોભી તેહ;
સારબાસતા તા ભલા બાંધયા, સાલૂ નિ ખાંડકી જોડિયા. ૫૭૧
સરબતી સાળૂઆ અસંખ્યાત, પાલ્હાનિ મનિ નાવિ વાત;
વલી કાઢ્યા જે સોજી સાર, ખટધૂમ રાઈ નર્મ અપાર. ૫૭૨
અટાણુના ચોકડા ઘણા, દખણી પાટ વલી પાટણુતણા;
રાતા મસૂર નિ રંગિ સાર, નીલામાહિ સોનાના તાર. ૫૭૩
સરસ તાસતા નિ સીસાબ, મહમદસાહી નિ જરબાદ;
મુખ મચકોડી થાઈ ચતુર, તવ દોસી મનિ જાણ્યો ભૂર. ૫૭૪
" મહિતા! વસ્ત્ર પરહરો પરાં, મૂલ મ કરસો બીજી વરાં;
ઝાઝાં સૂત્ર નિ ભાર અપાર તો આપું હેમટંકા ચ્યાર." ૫૭૫

---

૫૬૮—ખ–નથી. ગ–' કાગ જ ' બદલે ' વાયસ.' ૫૭૦—ખ–પૂર્વાર્ધ બીજુ ચરણ ' વડી જણુસ ચુહુરસિ વસાય.' ઉત્તરાર્ધ: ' ગમાર ' ને બદલે ' પાલ.' ' દાખવિ મિહિતા! વસ્ત વસાલ.' ગ–ચરણોમાં હેરફેર છે.
૫૭૧—ક–ખ–ઉત્તરાર્ધ: સાન કાખતા બિરવ ગોડિયા.' ગ–પૂર્વાર્ધ:
' હિરાગલ દેખાડિ જેહ, પાલ્હાસિરિ ન સોભિ તેહ.'

૫૭૨—ખ–ઉત્તરાર્ધ નથી. ગ–પૂર્વાર્ધ: ' સરબતી ' બદલે ' ખરબાસ.' ઉત્તરાર્ધ: ' વલી કાઢા સો કુમાસ સાર, ઘરિ ઘૂમરાલિ ત્રિણ્ય અપાર.' ૫૭૩–ખ–કડીઓ ૫૭૩, ૫૭૪ નથી. ગ–ઉત્તરાર્ધ: 'સોનાના' બદલે 'રૂપાના.' ૫૭૪—ગ–' રીસાબ ' બદલે ' સકલાદ ' ૫૭૫—ખ–' બીજા ' વરાં ' ને બદલે ' કાટા કરૂ.' ગ–આ પછી

' તો વાણોતરની સીખામણ હોય, વારુ જોટા લાવો જોય,
તે પછી નહિ લે કોય, રાંક હાથ સુનઇયા હોય.'

ઝાઝી દસી નિ જાડા તાર, અર્દ્ધ સૂત્ર અર્દ્ધ ખલિનો ભાર;
જેહેવૂં વસ્ત્ર તેહેવો વણનાર, તેહેવો જોઇઇ પહિરણહાર. ૫૭૬
વસ્ત્ર વસાઇ બાંધ્યાં ગાહિ, પાલ્હો ચાલ્યો બીજિ હાટિ;
"મિહિતા! મૂઝલાગી ભૂખડી, દ્યો દામ મૂઝ આપો સૂખડી." ૫૭૭
કસમસિયા, ખારિક ખડહડી, અખોડ બદામ અનિ દ્રાખડી;
શ્રીફલ કોપરાં અપાર, સાકર લવિંગ રુડા સાર. ૫૭૮
ખાંડ ચારોલિ નિ ખજ્જૂર, વારુ મોદિક જસ્યા કપૂર;
ફીણી ઘેવર હેસમી ગલી, શ્રીફલપાક જલેબી ભલી' ૫૭૯
કોહોલાપાક અપૂરવ નામ, કળિચ્યાપાકિ વાધિ કામ;
દૂધપાક કમલકાકડી, પાલ્હાનિ ન ગમિ સૂખડી. ૫૮૦
જે જસ્યા તસો સંસાર, ઉત્તમમધ્યમતણિ પ્રકાર;
દેખી દાલિયા હરખો મનમાહિ, જિમ સોઠી મસાણુજ તાહિ. ૫૮૧
તિ વાણીઇ જોયો ચતુર, ભલો ઊલખ્યો પાલ્હો ભૂર;
"મિહિતા! અમ્હસ્યૂં મ કરો ટોલ, અમ્હનિ આપો દાલિયાગોલ." ૫૮૨
નગર સઘલૂં જુઇ ફરી, ગુલદાલિયા ખોલિ કરી;
આવ્યો દૂતો પહિલો જિહા, હંસાઘોડો બેહૂ ગયા! ૫૮૩

---

૫૭૬—ખ-'ઝાઝી દસી' ને બદલે 'ઘોળી ઘોસિ!' 'જાડા તાર' ને બદલે 'ઘોલા ત્રાગ.' 'સૂત્ર' ને બદલે 'વસ્ત.' ગ-પૂર્વાર્ધ: 'ઘોલી દસી નિ ઘોલા ત્રાગ, આધૂં સૂત્ર આધૂં ખત્રભાગ.' ક—'પહિરણહાર' બદલે 'પેખણહાર.' ૫૭૭—ખ-'વસાઇ' ને બદલે 'વસાટી.' 'હાગિ' ને બદલે 'પાડિ.' ૫૭૮—ખ-'કસમસિયા' બદલે 'કિસ્યૂં કપહૂં.' ગ-પૂર્વાર્ધ પ્રથમ ચરણ: 'લો છ આ ખારેક ખરહરી.' ૫૭૯—ખ-નથી ગ-ઉત્તરાર્ધ: 'ફીણી ઘેબર નિ ખરખરાં, મિશ્રીપકવજલેબી ખરાં.' ૫૮૦—ખ-પૂર્વાર્ધ નથી. ૫૮૧—ખ-નથી. ૫૮૨—ખ-ઉત્તરાર્ધ: "મિહિતામનિ અનેરૂં હુલ, પાહુ માગિ દાલિયાગુલ." ૫૮૩—ખ-કંઇ ફેરફાર સાથે નીચે મુજબ છે:—

"ગુલદાલિયા ખોળી કરી આવ્યૂં પિહિલૂં હતૂં જ્યાંહાં,'
ત હંસાઘોડૂં બિહુ ગયાં, ત પાલ્હુ દુઃખી મનિ થયા"

